## અર્પણ

આર્ય-પ્રજ્ઞાનના આરાધકોને

## લેખકનાં પુસ્તકો

### પ્રકટ

મેંદીનો રંગ
રૂપલાલસા
નિત્ય-પ્રિયા
રામ પ્રત્નાભિનિષ્ક્રમણ
રાસ રમણમ્

### અપ્રકટ

પ્રણય-નૈયા
મધુપ
અને આવતી કાલે
માનસરનાં મોતી
રોશનાઇ (ટૂંકી વાર્તા)
મારો એકરાર
પ્રણય એકતાર

# એક બોલ

રામાયણની કથા તો આર્યાવર્તનો મહામૂલો વારસો છે. ઋષિ વાલ્મીકિની એ અમર કૃતિ તો યુગેયુગે પ્રેરણા આપે છે માનવ-સંસારના જીવનક્રમમાં.

પુત્ર, પતિ, માતાપિતા, મિત્ર, ભ્રાતના આદર્શ એ મર્યાદા પુરુષોત્તમની જીવનકવિતામાં છે !

શ્રી રામચંદ્રજીની જીવનકળાના એક અંશને ઓળખવાનો અને આલેખવાનો આ મારો નમ્ર પ્રયત્ન છે.

વાલ્મીકિના એ અમર દૃશ્ય જીવંત પાત્રના પ્રયાણ અંશે હું સૌથી વધુ આકર્ષાયો. અલૂણા માનસરોવરિયેથી તે ઠેઠ સલૂણા સાગર લગી એમણે માંડ્યાં પ્રયાણનાં અભિનિષ્ક્રમણ. આર્યાવર્તમાં આર્યો ને ભીલોને તાર્યા ! તપોવનમાં તપજીવનના આદર્શ દીધા દંડકારણ્યે વસીને !

## લેખકનાં પુસ્તકો

**પ્રકટ**

મેંદીનો રંગ

રૂપલાલસા

નિત્ય–પ્રિયા

રામ પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રાસ રમણમ્

**અપ્રકટ**

પ્રણય–નૈયા

મધુપ

અને આવતી કાલે

માનસરનાં મોતી

રોશનાઇ (ટૂંકી વાર્તા)

મારો એકરાર

પ્રણય એકતાર

# એક બોલ

રામાયણની કથા તો આર્યાવર્તનો મહામૂલો વારસો છે કવિ વાલ્મીકિની એ અમર કૃતિ તો યુગેયુગે પ્રેરણા આપે છે માનવ સંસારના જીવનક્રમમાં

પુત્ર, પતિ, માતાપિતા, મિત્ર, ભ્રાતના આદર્શ એ મર્યાદા પુરુષોત્તમની જીવનકવિતામાં છે।

શ્રી રામચંદ્રજીની જીવનકળાના એક અંશને ઓળખવાનો અને આલેખવાનો આ મારો નમ્ર પ્રયત્ન છે

વાલ્મીકિના એ અમર દશ્ય જીવંત પાત્રના પ્રસ્થાન અંશો હું સૌથી વધુ આકર્ષાયો અલૂણા માનસરોવરિયેથી તે ઠેઠ સલૂણા સાગર લગી એમણે માંડ્યા પ્રસ્થાનના અભિનિષ્ક્રમણ આર્યાવર્તમાં આર્યો ને બીજાને તાર્યા! તપોવનમાં તપજીવનના આદર્શ દીધા દંડકારણ્યે વસીને!

ગોદાવરીને તીરે મઢૂલી બાંધી વનવાસ સોહાવ્યો જનકનન્દિની સગે કે જ્યા પ્રણય એ જ એમની ક્ષિતિજ હતી ઉદયાચળ ને અસ્તાચળની

પછી ગોદાવરીને પેલે તીર અન્-આર્યાવર્તે અન્-આર્ય પ્રજા ને વનનર ઉદ્ધાર્યા ! અને દૂર દક્ષિણે રાક્ષસી માનસના સમુદ્ધાર કર્યા.

परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

એ તો યુગયુગના નિર્માણ પરબ્રહ્મના. અને એના આદેશે ક્ષીરસાગરેથી અવતરી આર્યાવર્તે આવ્યા પણ નહિ એ પૂર્ણ બ્રહ્મ, હો વાચનાર ! અસખ્ય તારા, નક્ષત્રો સૃષ્ટિએ બ્રહ્મના બ્રહ્માડમા છે, તેમા શુ એક જ આપણી પૃથ્વીએ અને વળી પૃથ્વીના એક ખૂણા આર્યાવર્તે એને અવતાર લેવો પડે ?

પણ એ તો કવિઓ વિશેષણો આપીને આભના ઉડ્ડયન કરાવે કો' શ્રેષ્ઠ પુરુષને... જો કે પુરુષમા ગે પરબ્રહ્મનો અશ તો છે જ ને વળી !

ત્રેતાયુગમાં જ્યારે માઝા મૂકી હતી મર્યાદાએ ત્યારે પરબ્રહ્મના ક્રમે એ મર્યાદા પુરુષોત્તમ તરીકે આવ્યા… અજ્ઞાન ને પાર્થિવ વિજ્ઞાન પર પ્રજ્ઞાન બુદ્ધિનો મહા વિજય સ્થાપવાની પૂર્વનિર્ણિત સૃષ્ટિક્રમની યોજનાએ !

રામચંદ્રજીના જીવનની પ્રજ્ઞાન કલા ત્રેતાયુગના યુગયુગના ચક્રના અમર આદર્શરૂપ છે. એ કલા વંશજ્ઞાનજ્ઞાની પૌલસ્ત્યવંશી રાવણમાં યે મૂર્ત થઇ હતી.

કહે છે ને કે જનકવિદેહીએ જનકપુરીને તારી હતી જ્ઞાન–પ્રજ્ઞાનના હોડલામાં ! એમ જ લંકાનાથને પણ, એથી યે આગળ વધીને જગત તારવું હતું !

જ્ઞાન, વિજ્ઞાન ને પ્રજ્ઞાન ! પછી…?

**एकोऽहम् बहु स्याम् ।**

પણ જ્ઞાન કેમ મળે ?

અજ્ઞાનમાંથી પ્રજ્ઞાનની પ્રકાશભૂમિમાં જવા માટે લંકેશ્વરે મધ્યક્રમ તરીકે પાર્થિવ વિજ્ઞાન અપનાવ્યું ને ભણાવ્યા પછી એના ભણતર પાઠ !

પણ ક્યાંય અધિકાર વિનાનાં જ્ઞાનનાં ઝીલણાં સાંભળ્યાં છે ?

પછી આંતરિક અશક્તિને લીધે કહો કે અધિકારભેદને લીધે કહો, પણ રાવણના અનુયાયીઓ પાર્થિવ વિજ્ઞાનના વર્તુલમાં ઘુમ્મરીઓ ખાતાં ગૂંચવાણા! ઉકુયન એમનાં અધવચ્ચે અવગેધાયા! એ જાણ્યું રાક્ષસેંદ્ર રાવણે. ખટકી એમને દુર્વ્યવસ્થા જગત-સંચલનની. પાર્થિવ વિજ્ઞાન પ્રસરણકાર્ય હદબેહદ આગળ વધીને અશક્ય બન્યું હતું મહાપ્રજ્ઞાની લંકાનાથને રોકવાનું. દાવ નાખ્યા હતા લંકેશે; પણ પાછા વાળવા મુશ્કેલ હતા... !

અને ઉપાય શોધ્યો પછી એ પાર્થિવ વિજ્ઞાનના દોરવણહારે કે પોતે સર્જેલ પાર્થિવવિજ્ઞાની સૃષ્ટિનો પોતે નાશ કરે.

એ નાશ સીતાજીનું હરણ કરી બળિયા રાજા રામ સાથે વેર કરી લંકાનાથે કરાવ્યો. અને પોતેયે વૃદ્ધ દેહ બદલ્યો કૈંક કાળજૂનો!

મહર્ષિ વાલ્મીકિના આત્મપ્રજ્ઞાન કવનનું રામાયણ એ કથાનું મુખ્ય કેંદ્ર છતાં,પાત્રાંતર્ગત માનવતાનો આવિષ્કાર કરતાં કેટલાંક સૂચનો મેં તુલસીકૃત, ગિરધરકૃત ને અધ્યાત્મ રામાયણમાંથી લીધાં છે.

કૈકેયીનો આદેશ રામચંદ્રજીને વનમાં મોકલી કંઇ ભરતજીને અયોધ્યાના રાજા બનાવવાનો ન હતો; પણ સ્વયં રામચંદ્રજીએ જ માગેલા વચનને અનુરૂપ હતો. એની પૂર્તિ તુલસીદાસકૃત દોહાવલિના નીચેના દુહા પરથી જણાશે :

छीनी भूजा रघुनाथकी, कैकेयी बोल्यां बैन;
मन भावत घर लीजीए, छोडी दीजीए नैन. ९

भरतही गादी दीजीए मोही तपोवन राज;
मातु येही वरदान दीओ, द्विज देवतनके काज. १०

दीयो मातु वरदान तोहि, भई सफल उरपीर;
रामवचन चोरी करी, तदपि रोय न धीर. ११

—તુલસીદાસકૃત દોહાવલિ

રામાયણનાં પાત્રો આર્ય નરનારીઓનાં હૃદયમાં ભાવનાઓનાં પ્રતીક રૂપે વણાઇ ગયાં છે. એમાં રાક્ષસેંદ્ર રાવણની ગાંડ અસૌમ્યતાએ પડી ગઇ છે.

ભાગ્યચક્રના લેખે એ પ્રજ્ઞાની પાર્થિવ વિજ્ઞાનનો દોરવણહાર બન્યો જગત તારનાના પુણ્યવંતા આદર્શે, એ તો હું કહી ગયો. લંકાનાથને અસૌમ્યતા તો રાખવી પડતી બાહ્ય દૃષ્ટિએ પાર્થિવ વિજ્ઞાનીઓને દોરવા, કે રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણના મહા હોમમાં એના હવિ આપી ભાર પૃથ્વીનો ઓછો કરે પાર્થિવતાએ વધેલો!

સીતાદેને રાવણે પંચવટીએથી હર્યાં તે વખતે તુલસીદાસજીએ રાવણના બાહ્ય સ્વરૂપની સાથે સાથે આંતરહૈયાની ભાવના ઇશારે કીધી છે, કે સીતાજી પ્રત્યે લંકેશને પૂજ્યભાવ હતો

सुनत वचन दशशीश लजाना।
मनमहँ चरण वन्दि सुख माना॥

—તુલસીદાસજી

વળી આગળ અધ્યાત્મ રામાયણમાં રાવણના આંતર સ્વરૂપનો એક ઇશારો છે. જ્યારે સનકસનકાદિ સીતાને પાછા લાવવા પછી રામચંદ્રજીને મળે છે ત્યારે તો—

जानन्नेव परात्मान स जहाराबनीसुताम ।
मातृवत्पालयामास त्वत्त कांक्षन्वधं स्वकम ॥

આ ઉપરથી જણાશે કે લંકેશ કંઈ અભણ ન હતા રાજ્ય ધર્મમાં પણ તેઓ અતુલ કાર્યદક્ષ હતા

વાચનાર ! એક પ્રશ્ન જરા વિચારજો રામચંદ્રજીએ સાગરપાજ બાંધી અને વનનરનુ લશ્કર લંકામા ઉતાર્યું, શુ ત્યા લગી એ અજાણ રહ્યુ હશે લંકેશસમા મહાન રાજકર્તાથી ?

એ પરથી આપને સ્પષ્ટ સમજાશે કે પોતે જ—લંકેશે—જે પ્રજાનના માર્ગે ફેરવા માટે પાર્થિવ વિજ્ઞાનનુ માધ્યમ શોધ્યુ હતુ, તેનુ મસળ ઉપર રહીને કઢાવ્યુ પોતાની ભૂલ સુધારીને !

એક હકીકત એ પણ રહી જાય છે કહેવાની કે વાનર ને રીંછો જે રામાયણના મહાકાવ્યમા આલેખાયાં છે, તે મારી માન્યતા મુજબ મને મનુષ્યો જ લાગ્યા છે, કેમકે वानर=वा+नर

એટલે કે વિકલ્પે નર. હુ એ શબ્દને 'વનનર' એ અર્થમા ઘટાવુ છુ

હનુમાનના અંગવર્ણનના શ્લોક પરથી જણાશે કે એ વાનર નહિ પણ વનનર હતા વનમા વસતા !

अतुलितबलधाम स्वर्णशैलाभदेहम्
दनुजवनकृशाणु ज्ञानिनामग्रगण्यम् ।
सकलगुणनिधान वानराणामधीशम्
रघुपतिवरदूत वातजात नमामि ॥

—વાલ્મીકિ રામાયણ

વળી ઋષ્યમૂક પહાડે જ્યારે સીતાને શોધતા શોધતા રામ જાય છે ત્યારે હનુમાન શુદ્ધ સંસ્કૃત બોલે છે, તે પરથી રામચંદ્રજી લક્ષ્મણજીને કહે છે, કે હનુમાનના બોલમા અશુદ્ધિ કે વ્યાકરણ-દોષ નથી. વાનર જાતિને તો વાણીની શક્તિ જ ન હોય.

વળી આગળ વધીને જ્યારે વાલીને રામચંદ્રજી મારે છે અને

તેની સ્ત્રી તારા આવે છે ત્યારે તેના છૂટા કેશના વર્ણન પરથી એ વાનર નહીં પણ વનમાં વસતા વનનરની સ્ત્રી છે તે સ્પષ્ટ થાય છે

अवरोप्य ततः વગેરે શ્લોકોથી તારાનો વિલાપ શરૂ થાય છે તેમાં નીચેની ઉક્તિઓમાં जनं શબ્દ છે તે સૂચક છે

हा महार्हं महाबाहो हा मम प्रिय पश्य माम् ।
जनं न पश्यसीम त्वं कस्माच्छोकापीडितम् ॥
—વાલ્મીકિ

नानाविधि विलाप कर तारा ।
छूटे केश न देह सँभारा ॥
—તુલસીદાસજી

વનનરો તે વખતે વાનર, રીંછ વગેરેનાં બખતરો પહેરતા, તેની પૂર્તિ ચાઇનાની લડાઇ વખતે તેઓએ પહેરેલા બખતરો પરથી પણ આપણને મળે છે

મારા આ પ્રયત્ન પાછળ કશી જ મહત્ત્વાકાંક્ષા કે કશી જ ભ્રમણા નથી રામાયણના માગ સ્વાધ્યાયમાંથી મને જે દૃષ્ટિબિંદુ

મળ્યું તે સહૃદયી ગરવી ગુજરાત સમક્ષ **सदसद्व्यक्तिहेतवः सन्तः** ની સમક્ષ મૂકી, મારા આનંદના એમને સહભાગી બનાવી, મારો આનંદ દ્વિગુણિત કરવાની અભિલાષા સેવું છું.

કવિ શ્રી ન્હાનાલાલની ડોલન શૈલીમાં આ મારો પ્રયાસ છે.

આશા છે કે ગરવી ગુણજ્ઞ ગુજરાત નભાવી લેશે મારા આ એક અલ્પ પ્રયાસને !

લાઠી :
" ચૈત્ર શુદ નોમ ને વાર "
સં. ૨૦૦૦

—રાજહંસ

# અવતરણમંડલમ્

अहम् ब्रह्मास्मि। अहम् ब्रह्मास्मि। अहम् ब्रह्मास्मि।
મહાનાદ પૂર્ણ બ્રહ્મના,
ગાજતા અનંત બ્રહ્મની બ્રહ્મનાડીએ,
નાદબ્રહ્મના મહાનાદે,
સગુણા સૂર અક્ષર બ્રહ્મના,
પૂર્ણ બ્રહ્મના નિર્ગુણ સૂરે,
અનંતના તાલે ગર્જતા.
य एनमुन्निनीषति तमेव
साधु कर्म कारयति ।
રમણ અનંત બ્રહ્મનું.
इच्छाया अतिमामकत्त्यम् ।
મહા સુદર્શન ફરતુ,

[૨]

સાકાર બ્રહ્મના નાદેનાદે.
વ્યાપક બ્રહ્મથી વ્યાપક અવકાશ,
આકાશ એ અનંતતાનું.
અંતરઅંતરના અવકાશઉડુપન,
મહીં ડોલંતા વાયુવાદળ,
ઘોર તાંડવ વાદળનાં ત્યાં,
પકછંદા વાયુના ગાજતા.
એકએકના ઘર્ષણુધા,
ઝબકઝબકે અનલ પ્રજાળે,
यत्र यत्र धूमः तत्र तत्र वह्निः ।
ધૂમ્રના મહા ગોળા,
ઊડંતા અવકાશઉડુપને,
જ્યાથી ટપકતા વર્ષાનીર.
અનંત સાગરે જેની ભરતી,
ટીપેટીપે સરોવર ભરાય,
એવાં ટપકણુ અનંત અનંતનાં
મહીં બાઝી કાળની રજ.
પથરાણુ એ કાળરજનાં,
સૃષ્ટિથી પૃથ્વી બન્યાં.

શામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

કાળજૂની બાઝેલી,
ધરતીએ રજની ધરા,
મહીં ઊગંતાં વૃક્ષનાં વન,
લીલુડાં ને રસરસાળાં,
અન્ન ખિલવતાં આદ્ય સૃષ્ટિએ.
અન્નેઅન્ને રેતસનાં દાન,
મહા માન માનવ સૃષ્ટિનાં.
મહા સુદર્શન ફરતું તેજસનું,
કિરણેકિરણે તત્ત્વોનાં તેજ.
બ્રહ્મસરોવરિયું બ્રહ્મલીલાનું ,
ગહનતાના જ્યાં પડછાયા,
ગેબના ગોરાંબે ગુંજતા,
ગેબની બાજીના નાદ,
યુગયુગના યુગાંતરે,
કર્મ પુકારતું શેતરંજના દાવ.
પછી મંડાણી કર્મની બાજી !
મહા ચાલ રમૈયા ખેલતા.
પહેલા ભાસે પાર્થિવ જીતતા,
મહાત કરતા જાણે બાજીને,

પૂર ચડે પાર્થિવ મેઘનાં,
જાણે છૂપાવતા આકાશભાનુને !
પણ સૂર્ય છૂપ્યો સાંભળ્યો છે ?
પાર્થિવતા સદા હારે,
અપાર્થિવતાના ફરકે નેજા,
પ્રજ્ઞાનના વાતા સમીરે,
એમ વાતા યુગેયુગે.

પછી યુગયુગાંતરના ચક્રેચક્રે,
ડંકા બજ્યા ત્રેતા યુગના
કાળ ત્યાં બાજી ખેલતો,
પ્રજ્ઞાન-વિજ્ઞાનની હારજીતની

મહા પ્રજ્ઞાની લંકાનાથ,
પોતે તર્યાં પ્રીછી પિછાણી,
આ લોક ને પરલોકના ફેરા.
ત્રિલોકના અભ્યાસીએ પછી,
યુગ ત્રેતાનાં તારણો માંડ્યાં,
મહા સત્ય શોધીશોધીને,

સ્મરીસ્મરી પરમબ્રહ્મને,
एकोऽहं बहु स्याम् ।
एकोऽहं बहु स्याम् ।

મહા સુદર્શન તેજનું ફરતું,
તેજાંબરનાં અનંત તેજ ફેંકતું.
ત્રિજ્યોત કિરણો જાણે,
જ્યોત સત્ત્વ, રજસ્, તમસ્‌ની,
ઝીલી ઝીલી લંકાનાથે,
મહીંથી કાઢ્યા મારગડા,
અનંત બ્રહ્મના નકશા નિરખીને,
કે પ્રજ્ઞાનની સીડી બાંધે,
પાર્થિવ વિજ્ઞાનનાં પગથિયાં રાખીને,
કે પગથિયે પગથિયે માનવ માનવી
પ્રજ્ઞાનની સીડીએ ચડે !

શા ભેદ વળી અનંત બ્રહ્મમાં ?
सर्वं खल्विदं ब्रह्म ।
શા ફેર વળી લોકલોકના ?
કોણ વળી દેવ માનવ લોક ?

.વતરણુગંરથમ્

[ ૬ ]

રાગ
પ્રભાતિ

दिव्यन्ति ते देवा ।

લક્ષાન થૈ અમાન્યા ગણ્યો,
ત્રિલોકનો વર્ગભેદ !
ભેદ એ સર્જનજૂનો,
શું ઉથપાવવો લકેશને ?
શું બ્રહ્મચર્યના અવરોધ કરવા ?
અતુલ દામ લઈ બીડી
દેવાવણદાર અજ્ઞાનીના બન્યા.
પાર્થિવ વિજ્ઞાનનાં દાન દઈને,
કે ભણીભણી સૃષ્ટિનો ક્રમ,
પિછાણતા પ્રજ્ઞાનને થાય !
પણ કેટકેટલાની અભિલાષા સાચી પડી છે ?

પૂર વળ્યાં પાર્થિવતનાં,
મહી તણાયાં માનવ લોક,
પ્રજ્ઞાનને ભૂલીભૂલીને,
સ્વર્ગવિહાર એમણે માંડ્યા.
ભાર વધ્યો સૃષ્ટિ પર,
ધરતીએ 'ધા' નાખી,

ઝીલી એ જગનાં લોકે.

આર્યાવર્તે એના પડઘા,
સંસ્કૃતિનું મહા ધામ.
સાદ પડે આર્યાવર્તે,
પુણ્ય પડછંદા એના ગાજે,
દેશદેશના ખૂણેખૂણે.
મહા હાક આર્યાવર્તની,
સંસ્કૃતિના સાગરે ઝૂલતી,
ઝીલે એ જગ તરે.

એ તારણયજ્ઞ,
અયોધ્યારાજને માંડયા,
ધરતીની પરાક્ષ હાકલ સુણીને,
કે ધરા ધ્રૂજતી પાપના ભારે,
પછી પુત્રેષ્ટિ યજ્ઞ,
માતૃહૈયાની ભાવના પૂરવા;
ધરતી માગતી હતી પ્રતાપી પુત્રો,
કે ભાર એનો ઓછો કરે.
હોત્ર મંડાણા અગ્નિકુંડે,



નંદલમ

ધ્વજાગરા ચડયા મહાયજ્ઞના.
પૃથ્વીના પ્રારબ્ધ બદલવા,
ઇતિહાસ લખવા યુગ ત્રેતાના.
અગ્નિજ્વાલા આભમાં ઊડી,
અંતરીક્ષના આંકડા આલેખતી.
ગેબના અનંત ગેરંભામાં
ત્રિલોકમાં પડઘા પાડતી,
કે પાપભારે ધીખતી ધરા
પૂર્ણ બ્રહ્મનાં પગલાં માગે છે !

રામ
મહાભિનિષ્ક્રમણ

એ ક્ષીરસાગર,
**પરમ સચ્ચિદાનંદ** ના વાતા સમીર.
મહીં મઝધાર શેષશય્યા,
પાલવ ઊડંતા સાગરતનયાના.
પ્રેમપૂર્ણ લક્ષ્મીકંથ,
પ્રણયરત્ન સાગરકુમારી,
સમુદ્રમંથને ક્ષીરસાગર પધારી,
શય્યા સોહંતી બિછાવતી.
ત્યાં સુણ્યા એણે નાદ,

નાદ એ અનંત બ્રહ્મના !
બ્રહ્મવાણી બ્રહ્મતત્ત્વની,
સુણી કમલારાણીના કંથ,
આળસ મરડી સરવા ઊઠ્યા.

" સુણો ક્ષીરસાગરના દેવ !
મહામંત્ર પરબ્રહ્મના.
ધરતી ધા નાખે છે,
પાપભારે કંપીકંપીને !
પાવન અનંતે પાથરે છે,
ભારે ભાર હળવા કરવાને ! "
અનંત વાણી અર્ધી અટકી,
" પૂર્ણ બ્રહ્મ પૂર્ણ બ્રહ્મ "
આજ્ઞા યાચંતા કમલાના કંથે,
બ્રહ્મવાણી પરબ્રહ્મની સુણી.
" ક્ષીરસાગરના દેવ !
અવતારી બની પૃથ્વીને ખોળે,
પાપના કરી હળવા ભાર,
આર્યાવર્તે ઇતિહાસ લખીને,

અવતરણમંડલમ્

મર્યાદાના મહાવેણુ આલેખીને,
ભાગ્યોદયના આંકડા ભરો,
ભાગ્યવિધાતા ભારતના બનીને !
ઝીને પૃથ્વીના લોક,
રામને સ્મરી મર્યાદા પુરુષોત્તમ કહી !"
વાણી એ અનંત બ્રહ્મની,
સુણી ક્ષીરસાગર રાજન્
કમનારાણીને કહેતા વદ્યા,
"દેવી ! યુગ વીત્યા યુગયુગાંતરના,
સૂર્ય ઊગીને ચંદ્ર આથમીને.
કાગના ઇતિહાસ લખાણા,
લખશું ને ત્રેતાના ઇતિહાસ ?"

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

પ્રાણધામની વાણી સુણી,
પ્રાણેશ્વરી ક્ષીરસાગરના વદ્યા,
"પધારો દેવ ! પૃથ્વી પુકાર પાડે છે.
પુણ્યોદયની ઉષા આજ,
બનુ ને હુ ઓઢણી પાથરીને ?"
"પુણ્યની ઓઢણી તમે પાથરો.

નિરખે એ નિહાળણહાર.
પૃથ્વીએ ક્યારેક જ ઊગે આવું પ્રભાત, દેવી !"

અનંત સમીર ક્ષીરસાગરના,
પૃથ્વીના પાલવડા ઉડાડતા.
અનંતના પનઘટને તીર,
ભાગ્યનાં જ્યાં પાણીડાં સીંચાતાં,
ભરાતાં પૃથ્વીની ગાગરમાં.
ઉદયાચળ રંગભીનો ત્યાં,
ઊગંતો પૂર્વનો ભાનુ,
આભના હીંડોળે હીંચતો,
ચગ્યો પછી ઝૂલેઝૂલે.
પૃથ્વી માત એને હીચોળતી,
ઋતુ વસંતની દોરી ખેંચીને,
દોરી વસંતરંગ ગૂંથેલી.
વસંતભીના સૃષ્ટિના વાઘા.
ચૈત્ર માસની નવમી શુક્લપક્ષે,
પુનર્વસુ નક્ષત્રે શુભ ચોઘડિયે,
પૂર્ણ તેજે સૂર્ય પ્રકાશતો,

અવતરણમંડલમ્

તેજતેજની ધાર વરસાવતો,
કિરણાવલિની ઓઢણી પૃથ્વીને પહેરાવતો !

અયોધ્યાનગરે ચમકતું હતું,
યુગ ત્રેતાનું પ્રસન્ન-દર્શન,
અવતારીના મહાનાદ સુણાવતું,
કે યુગ તારશે યુગધર્મ પ્રસારી,
તારણહાર એ ત્રેતાના
રામ દશરથની અવધપુર નગરીએ,
મહારાણી કૌશલ્યાકૂખે અવતર્યા !

રામ
પ્રશસ્તિનિષ્ક્રમણ

રામ એટલે પૂર્ણવિરામ !
પછી કૈકેયીકૂખે ભરત જન્મ્યા.
ભાગ્યવિધાતા રામરાજ્યના એ !
સુમિત્રાકૂખે લક્ષ્મણ-શત્રુઘ્ન પધાર્યા.
ભ્રાતૃભક્તિના પધાર્યા ભડવીર !
અયોધ્યાનગરીમાં હર્ષદુંદુભિ બજ્યા,
મહા આનંદ-તેજ માતૃહૈયે પૂર્યા !
ઇંદ્રપુરીએ થયા અપ્સરાનાટારંભ !
પારણે ઝૂલતા બાળા રામ,

માતૃપ્રેમની અમર ભાવના સેવતા,
માતા કૌશલ્યા ' હાલા... હાલા...' કરતાં,
પારણે પોઢાડતાં હાલરડાં ગાતાં :

" પોઢો પોઢો ને મારા રામ, "
પારણે માતા પોઢાડે.
" હાલા... હાલા .. ! "

સોનલાનું પારણું ને હીરલાની દોરી,
અંદર રમે રઘુરામ,
પારણે માતા પોઢાડે.
" હાલા... હાલા... ! "

હૈયાનું પારણું ને મનડાની દોરી,
राम रामेति रमे राम,
પારણે માતા પોઢાડે.
" હાલા... હાલા... ! "

વ્યોમને પારણે અખંડ તેજદોરી,
વામન રૂપ વિરાટ હે વિરામ,
પારણે માતા પોઢાડે.

અવતરણમ ૬૯મ્

"હાલા… હાલા.. !"

"પોઢો પોઢો ને મારા રામ,"
પારણે કૌશલ્યા પોઢાડે.
"હાલા… હાલા… !"

દિ'એ ન વધે એટલા રાત્રિએ વધે !
બાળકાળનાં બાળુડાંઓ પછી,
બાળ મટી યૌવનવતા ખીલ્યાં.
યોગવાશિષ્ઠ યૌવનકાંડે ભણ્યા,
અજોડમા ગુરુ વસિષ્ઠ આશ્રમે ।
ગુરુ વસિષ્ઠ ને અરુંધતી દેવી,
પતિવ્રત ને પત્નીવ્રતનું જોડનું ।
એણે આપી અયોધ્યાના યુવરાજને,
'એક જાનકીના પ્રાણ' ની,
પરિમલવંતી પુણ્ય ભાવના, એ
લાધી મુનિદંપતીના,
કવિતાકોમળ જીવનપુષ્પમાંથી.
ત્યાં રાજર્ષિ વિશ્વામિત્ર પધાર્યા,
ના, ના, ભૂલ્યો !

રામ
મહાભિનિષ્ક્રમણ

એ તો બ્રહ્મર્ષિ !
અખંડ માંડ્યાં હતાં વિશ્વામિત્રે તપ,
ડોલાવશે જાણે દ્રાપન !
ઇંદ્રે પાઠવી અપ્સરા મેનકાને,
તપોભંગ ઋષિનો કરવા !
ક્યાંય સાંભળ્યાં છે નારી પાસે,
સંયમે અખંડ રહેતાં તપ ?

રૂમઝુમ .. રૂમઝુમ... રૂમઝુમ ..
નૂપુર ને ઝાંઝર ઝમક્યાં !
નાટારંભ મેનકાએ માંડ્યો,
લાસ્યનૃત્યના નાદેનાદે
મુરલી એ પ્રણયની બની !
તપ મણિધર નાદે ડોલ્યા !
પછી મંડાણા પ્રેમના કો' ખેલ !
પ્રણયતાપે તપેશ્વરી તાપ્યા,
વિશ્વપ્રેમ તપને ભૂલીઝૂલી !
તપોભંગ એ તપસ્વી થયા.
સાધ્યાં ફરી એમણે તપ

મૂંઝાવ્યા તપોલોકના તપસ્વીને !
પણ ન થયા બ્રહ્મર્ષિ એ તપેશ્વરી !

એક દિ' વસિષ્ઠ મુનિએ,
આવકાર્યા વિશ્વામિત્રને કહી,
" પધારો રાજર્ષિ ! "
" શુ આટઆટલા તપે હું બ્રહ્મર્ષિ નહીં ? "
મનોવ્યાકુળતાના એ વિચારે,
ભીમા છાડી મનોવ્યથાની પારાશીશીએ !
" હરું કેમ નહીં હુ વસિષ્ઠના પ્રાણ ? "
ખડ્ગધારી વિશ્વામિત્ર છુપાયા
કુટિર ઓથે વસિષ્ઠપ્રાણ હરવા,
સાનુકૂળ ક્ષણની રાહ નિરખતા !

અખડ તપેશ્વર વિશ્વામિત્ર હતા,
હજાર હજાર વર્ષના જેમના તપ !
એ તપપ્રાબલ્યે શાપિત ત્રિશકુને,
સદેહે મોકલ્યા હતા દેવલોકમા !
પણ એ માનવરાયના આતિથ્ય,

અસત્કારે દેવલોકે થયાં !
દેવલોકદ્વાર દેવલોકનાં પછી,
બંધ થયાં ઊઘડયાં એવાં !
ત્રિશંકુરાયે પૃથ્વીનાં પ્રયાણ માંડયાં !
શું નહીં એ ખંડન, તપસ્તપેશ્વરી
        વિશ્વામિત્રના તપોબળનું !
ઋષિવર્યે તપમાહાત્મ્ય સર્વ,
અંજલિમાં તર્પણે લીધાં !
રાય ત્રિશંકુને દેવસૃષ્ટિએથી,
માનવ સૃષ્ટિના સંગમે રોકી,
તપોબળના પ્રભાવેપ્રભાવે,
નક્ષત્રમંડળ નવું રચીને,
સદા અવિચળ ત્યાં કર્યાં !
પણ ક્રોધ એમનો... !

        સોળસોળ કળાએ ચંદ્ર પ્રકાશતો.
ચંદ્રિકા ચંદ્રતેજની ઓઢણી,
નભસાગરને ઓઢાડતી હતી !
" કેવો આ ચંદ્ર પ્રકાશે છે, દેવ !

૪૧૫

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

નિર્મળ ને શીતળ, સુપ્રસન્ન કાંતિથી !"
નભચંદ્રના સૌંદર્ય નિરખી
સતી અરુંધતી વદ્યા
"જાણે વિશ્વામિત્રના તપનું તેજ, દેવી !"
એ વસિષ્ઠ વદ્યા.
"હે ?" પ્રશ્ન રાજર્ષિહૈયે થયો

વૈર લેનારના વૈર ગયા !
ચરણકમળે ખડ્ગ ફેંકીને,
પશ્ચાત્તાપના ડગ ભર્યાં એમણે !
"પધારો બ્રહ્મર્ષિ !"
મુનિવર વસિષ્ઠ વેણુ
સર્યાં તપ–નિર્મળા
શું રાજર્ષિ મટી એ બ્રહ્મર્ષિ થયા ?
અહંકાર તજી એ અહંકારવિહોણા થયા ?

અને અયોધ્યાનગરે .
બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર પધાર્યા
વીતકકથા ઋષિકુળની કહી,

યજ્ઞે વિઘ્નો નાખતા દાનવોની !
મારીચની ને બળદર્પભર્યા સુબાહુની કહી.
રક્ષા માગી રામ યુવરાજની.
શું સોળ વર્ષના બાળ યુવરાજ,
રાક્ષસોને જીતશે ?
શું પરાક્રમી પૌલસ્ત્યવંશજ,
લંકેશ રાવણુને જીતશે ?
એ તો કુબેરનો બાંધવો !
કુબેરને તો દ્રવ્યના ભંડાર !
લંકેશને વિજ્ઞાન પરાક્રમના ભંડાર.
પણુ રામ યુવરાજ ને લક્ષ્મણુ બાંધવાના ?
मया त्वमाप्याः शरणं भयेषु
वयं त्वयाऽऽप्यास्महि धर्मवृद्धयैः ।
क्षात्रं द्विजत्वं च परस्परार्थं
शंका वृथा मा प्रहिणु स्वसूनुम् ॥
" કુશિકપુત્ર વિશ્વામિત્રની રક્ષાએ બંધાયેલા,
પ્રજ્ઞાની વિજ્ઞાનનાં સમત્વ સાધશે.
સંહારશે પાર્થિવ વિજ્ઞાની રાક્ષસોને ! "

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

યુવરાજને આજ્ઞા રાય દશરથે આપી,
આશિષ આપ્યા ગુરુ વસિષ્ઠે,
પધાર્યા કૌશલ્યાકુમાર ને સૌમિત્ર !
જાણે નાના બાણાવળીઓ બે,
મોટા યજ્ઞને રક્ષવા પધારતા !
સરયૂ સરિતાને કાંઠેકાંઠે,
આચમન કરાવ્યા વિશ્વામિત્રે,
ને 'બલા' ને 'અતિબલા',
મંત્રવિદ્યાપ્રદાન કરીને,
પંથ કાપતી પછી ત્રિપુટી,
સંગમે પહોંચી સરયૂ-ભાગીરથીના,
પાન કરતી નૈસર્ગિક સૌંદર્યના
જાણે સર્વ સૌંદર્ય એ સંગમદેશે,
સુંદરતાની સૌરભે પ્રસર્યા !
"દેવ ! કોણ દેશ આ સૌંદર્યનીતરતો ?"
"વત્સ ! અંગદેશ આ
લગ્ન પછી કૈલાસપતિ કામેશ્વર,
અહીં પધાર્યા તપ અર્થે
ઇંદ્ર મૂઝાણા તપેશ્વરીના તપે.

તપભંગ બીકું દેવસભાએ કર્યું,
રતિનાથે બીડું ગ્રહ્યું.
પુષ્પ તોડ્યાં મનોજબાગનાં,
અને રતિનાથ પુષ્પધન્વા થયા ! "
" પછી દેવ ? "
" પછી વત્સ !
કામેશ્વરી દક્ષતનયા,
કામેશ્વરના તપદર્શને પધારતાં હતાં.
શિવ-શક્તિનો સંગમ નિરખી,
મનડે મલક્યા મનોજદેવ !
પુષ્પધનુષ્યના ટંકારવ કરી,
ખેંચી ખેંચી એમણે માર્યાં,
પુષ્પધન્વાનાં ફૂલડાંબાણ !
શું તપેશ્વરીનું તપ ડગ્યું ?
એ મહાન તપેશ્વરી !
ડગમગતા તપે એમણે પારખ્યાં,
કામદેવનાં કામબાણને.
સ્વરૂપ રૌદ્ર મહાદેવનું થયું !
દશ દિગ્પાળ હુંકારે ધ્રૂજ્યા !

ત્રિનેત્ર તાંડવ મંડાણાં
ભયંકર જાણે ભેરીનાદ થયા !
છાઈ ઘટા મેઘાડંબર શ્યામ !
મહીં તુફાનના વંટોળ વાયા !
પૃથ્વી ડગમગી રુદ્રેશ્વરના રોષે !
ત્રીજું લોચન અગ્નિજ્વાલા શું ઊઘડયું !
ભયભીત, ભયંકર અનલ પ્રજ્વલ્યો !
કામદેવને ભસ્મીભૂત કરતો,
અંગવિહોણો અનંગ કરતો !
એટલે જ, વત્સ,
કહેવાયો આ અંગદેશ !"
મુનિવર્યની વાણી સુણીને,
પ્રશ્ન ઉદ્‌ભવ્યો અયોધ્યાયુવરાજહૈયે,
"દેવ ! શરીર ભસ્મ થયું રતિનાથનું,
પણ આત્મા ?"
"વત્સ ! આત્મા અમર માનવહૈયે !
જગ જીવશે ત્યાં લગી એ,
જુગજુગ જીવશે અમરત્વ ભોગવતો !"

અમર એ અનંગકથા,
વિશ્વામિત્રે રામચંદ્રજીને કહી,
સરયૂતટને સૌંદર્યકંઠે,
જ્યાં પોઢ્યા મીઠી રજની.
પંથે પડ્યા પછી પ્રભાતે.
ધરા નિરખી સૌંદર્યવિહોણી,
વન વૃક્ષ ને વન પંખી વિહોણી !
" દેવ ! શું ધરતીના સૌંદર્યને,
મળ્યો છે દેશવટો અહીંથી ? "
" વત્સ ! આ તાટકાવન !
' સુંદ ' દાનવની વામાંગીની ભૂમિ !
ભૂમિ મારીચજનેતાની
સંહાર વત્સ, એ વનરાક્ષસીને "

સંગ્રામ માયાવી માનુની સંગે,
" માર વત્સ ! સંધ્યા થશે ! "
" દેવ ! અબળા નારીજાતિ એ "
" નારીમાં એ નરરાક્ષસી, વત્સ,
ગુરુઆજ્ઞા તારો ધર્મ સંભાળ ! "

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

" આજ્ઞા દેવ ! "
એ એક રામબાણ,
પ્રાણ હરતુ તાટકાને લાગ્યુ !
શુ તાટકા-ઉદ્ધારક બાણુ ?
એ તાટકાવન–ઉદ્ધારક !
પછી રાત્રિએ વને મધુર રમણે ચડી,
આમત્રણ સુરાવલિ વનપખીને પાઠવતી !

અને રગભીની પ્રભાતે
મીઠા કલરવે વન પખી કિલ્લોલ્યા
ઉષાના પથરાયા અજવાળા !
રામ-લક્ષ્મણે ગુરુવદના કરી
" ચિરાયુ ભવતામ્ ",
પ્રસન્નમુખે ઋષિવર્ય વદ્યા,
સર્વ અસ્ત્રજ્ઞાન વચન પ્રદાન કરીને.
ચક્ર, ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર,
સગે અર્પી ઇંદ્રચક્રની વિદ્યા !
પછી કૈલાસેશનુ ' પશુપતાસ્ત્ર, '
'બ્રહ્માસ્ત્ર 'ની સગે અર્પ્યુ !

એ અસ્ત્રવિદ્યાદાન,
પ્રયોગે પ્રાપ્ત્યા બાંધવ-જોડલીએ
પછી દૂર દૂર આગે ધપ્યા.
વન નિરખ્યાં લીલાં, રસાળાં,
મંજુલ કલરવ સુણ્યા પંખીડાંના,
મધુર ખેલ મૃગ, મૃગરાણીના.
" કેવો સૌ દર્યસમૃદ્ધ દેશ, પ્રભો ! "
" વત્સ, આ સિદ્ધાશ્રમ,
તપશ્ચર્યા જ્યાં લક્ષ્મીકંથ કરતા,
ક્ષીરસાગરના સનુણા જળ તજીને,
સોડ તજી સાગરતનયાની.
માનસરોવરનાં અમૂલ્યાં જળ કાંઈ
માનસરોવરના મીઠડાં જળ પીવા,
માનસ હંસલાને મનોદ્યાને લઈને,
**નીર–ક્ષીર** ન્યાય પારખવા,
પરમબ્રહ્મ તત્ત્વના આનંદ પારખવા,
એકાગ્રતાના એકતાર સાધવા,
પધાર્યા હતા પરમ સિદ્ધાશ્રમ ઘાટે.
ઋષિરાજાએ માંડ્યાં ત્યાં ત્રિવેણી યજ્ઞ,

યજ્ઞમોચે દેવલોક ડગમગ્યા !
ભગવાનને પ્રાર્થ્યા સર્વ દેવોએ,
પ્રાર્થિત એ વામનદેહી થઇ પધાર્યા.
વામનદેહે વિરાટ ડગ ભર્યા,
ત્રણ ડગલે ત્રિલોક લઇને !"

એ સિદ્ધલોકનો સિદ્ધાશ્રમ.
આહુતિઓ જ્યા સિદ્ધ યજ્ઞની,
હોમ સિદ્ધ યજ્ઞાદિના.
સિદ્ધોને નમ્યા રાઘવ ને સૌમિત્ર.
પછી યજ્ઞ પ્રારંભે......
મંત્ર–આયુધોને સ્મરીસ્મરી,
કવચ ધનુર્ રામ લક્ષ્મણે ધરી,
યજ્ઞહોમની રક્ષણા માંડી.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

આભમાં જાણે તાણ્ડવ મંડાણાં !
ભયંકરતાની આંધી છવાઇ !
ગાજવીજ કડાકા ગર્જ્યા !
દાનવબળ મારીચ–સુબાહુનાં,

મંડાણાં માયાવી આભમાં !
રુધિરમેઘની ધારા વરસી,
અનલજ્વાલ રામહૈયે પ્રજ્વળ્યો !
એમણે પ્રશ્ન્યો મારીચને,
" રુધિર વર્ષાવી યત્ને તું
ઘોર પાતક કરે છે.
સૃષ્ટિ સવળાં ચક્રે ચાલે છે,
અવળાં યે નહીં ?"
સુણી અયોધ્યાયુવરાજનો બોલ,
માયાવી મારીચ મલકયો,
નભમંડળેથી રુધિર વર્ષાવતો,
" બાલ રામ ! સર્વ કરે સર્વનું કાર્ય,
નિયામક નિયમ આ સૃષ્ટિનો.
ધર્મ અમારો જીવન–આનંદનો છે,
ઇંદ્રિયસુખ સર્વથી શ્રેષ્ઠ,
નહીં નિગ્રહ કે દમન ઇંદ્રિયોનું !"
સુણી એ મારીચનાં વેણ
राजन्यवृत्तिर्धृतकार्मकेषु : ।
ધનુષ્ટંકાર રામે કર્યો.

પણછ કર્યું એ શ્રીને,
બાળ બાણાવળી કે કતા બાણ.
માનવાસ્ત્રે મારીચને નસાડયો,
હણ્યો સુબાહુ અગ્ન્યાસ્ત્રે !
દાનવ-વાદળ પવનવેગે વિખેર્યા.
સિદ્ધાશ્રમે હર્ષાનંદ પ્રસર્યો !
આશિષ-વરદાન ઋષિવરોએ આપ્યા,
પૂજન-અર્ચન બાધવ-જોડલીના કરી,
આનંદઆનંદ સિદ્ધાશ્રમે પ્રસારી.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

મિથિલાનગરીના મહાયજ્ઞ આમ ત્રણ હતા.
ઋષિવર્યો રામ-લક્ષ્મણ સંગે પધાર્યા.
ઉપવન જનકપુરી સમીપ,
મહી ચમકતા આશ્રમના સૌંદર્ય.
' શું ઋષિવિહોણો એ આશ્રમ ? '
સંશય વ્યાપ્યો અયોધ્યાયુવરાજને.
એની પ્રત્યુત્તરા વિશ્વામિત્રે કરી,
" વત્સ ! આશ્રમ મુનિ ગૌતમનો.
તપશ્ચર્યા કરતા મુનિ ગૌતમ

મુનિમાતુની અહલ્યાની સંગે.
અહલ્યા સૌંદર્યની જ્યોત !
એ જ્યોતે ઇંદ્રરાજ મોહ્યા.
દીપકે પતંગ મોહે,
સાનભાન ભૂલીભૂલીને,
એમ મોહ્યા દેવેંદ્રરાજ,
વાસનાની વેરણજ્યોતમાં !
સદા વેરણવાસનાનાં પૂર,
ઊર્ધ્વ રેતસ્‌ની આડે ઊભાં,
ઓળંગે જે એની આડ,
સદા ઊંચે ઉડ્ડયન એનાં.
આનંદ આભના અખંડ ગોરબે,
જ્યાં સુણે અગમ સૂર
બ્રહ્મસંગીતના નાદબ્રહ્મમાં.
પણ એ સૂર... ?
વત્સ ! નિત્યક્રમ હતો ગૌતમ મુનિનો,
સરિતાસ્નાને ચતુર્થ પ્રહરે વિચરવાનો !
ચંદ્રે છેતર્યા કુક્કુટ બની ઋષિને,
મિત્ર એ ઇંદ્રરાજનો

૨ામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

પ્રભાત-આગમન-બોલ બોલ્યો !"
"પછી દેવ ?"
"પછી... ? પછી વત્સ !
સરિતાએ કહ્યા સંજ્ઞાબોલ,
પ્રભાત માની રજનીએ પધારેલાને,
કે તારા ઘરમાં પાપ પેઠું !
મળસકું માની તું રાત્રિએ આવ્યો !
ક્રોધભર્યા ગૌતમ વળ્યા !
ત્યાં વત્સ... !
ભય સામો ભયગ્રસ્તને મળે !
ભાગતા ઇન્દ્રને આવતા ગૌતમ મળ્યા !
પ્રજ્વળ્યો ક્રોધાગ્નિ શાંત ઋષિનો !
ઇન્દ્ર શાપ્યો હીનસત્ત્વ બનાવીને !
અહલ્યાને શાપી શલ્યા બનાવીને !
પણ નિવારણ તો હોય જ ને શાપમાત્રનાં?
ગૌતમ ઋષિએ રામચરણરજે,
શલ્યા-અહલ્યાનાં નિવારણ કર્યાં !
પછી હિમાદ્રિના હિમવંતા શિખરે,
પધાર્યા ક્રોધનિવારણા કરવા.

અનેરા પ્રભાવ ગિરિ હિમાદ્રિના
બળ્યાજળ્યાનાં હૈયાં ઠારે !
ઉચ્ચ શિખર આત્મઉત્થાન શા,
ઊડે ઉડ્ડયને સૃષ્ટિસૌંદર્યના,
ઉડાડી આત્મના ઉડ્ડયનને.
પંખી બનાવી આનંદપાંખાળા,
ઊડે બ્રહ્મના આકાશે
વત્સ ! અવતારી તું આનંદબ્રહ્મનો,
ઉઠાડ શય્યામાંથી અહલ્યા,
તારા ચરણની રજેરજે !"
"આજ્ઞા, દેવ !"
માનવ શા રામ ભગવાન,
કર જોડી મ્હોં ખોલી મલક્યા !
અને વિશ્વામિત્ર..... ?
ત્રિલોકધરનાં પ્રાગટ્ય પિછાણનારા
"વત્સ ! અહલ્યા શય્યાની કર !"
અને એ પ્રવેશ આશ્રમે,
શય્યા મહીં ગૌતમની અહલ્યા !
આભેથી પુષ્પવૃષ્ટિ વરસી !

નિત્ય યૌવનવતી દેવ—અપ્સરાએ,
સાન્નિધ્યમા નાટારંભ માંડયા
તપશ્ચર્યા કરતા ગૌતમ મુનિ સુણી,
હૈયે આનંદ્યા હિમાદ્રિશિખરે !
પછી પધારો હૈયે હરખી,
સત્કાર કર્યા રઘુકુળયુવરાજના.

એ જનકપુરી જનકવિદેહીની !
કર્મયોગભાવના સેવતી કર્મભૂમિ એ.
એ દેહ છતા વિદેહી હતા
લોલુપતાથી અસ્પૃસ્ય સદા
કાર્ય કરતા ફલાપેક્ષા વિના.
અણુરેણુયા માનતા બ્રહ્મપૂર.
હતા છતા ન હતા એ દેહે
પેંગડે પગ ને બ્રહ્મઉપદેશ !
જનકઉપદેશ શુકદેવજી સમાએ,
જનકપુરીને પારખી લીધા હતા.

એ મિથિલા રાજરાજેશ્વરનો મહેલ.

મોઘેરાં માન આતિથ્ય-સત્કારનાં,
મનગમતાં મીઠલડા મહેમાનનાં !
જ્ઞાનમોઘા ઋષિ વિશ્વામિત્ર,
મનમોઘેરા રામ યુવરાજ,
ઘનશ્યામરૂપ મિથિલારાજનહૈયે,
આષાઢી મેઘ રૂપતાં વસ્યાં !
શું જનકદુલારીના પ્રાણાધાર રામચંદ્રજી ?
લેખ વિધાતાના ભાખેલા.
સીતાજી મિથિલારાજદુલારી !
પૃથ્વીકૂખેથી પધારેલા,
અયોનિજા પુત્રી જનક મહારાણાના.
એક સમયે બાળક્રીડાએ,
પિતા પુત્રીને નિરખીને,
વિસ્મયના સાગરે ડૂબ્યા !
શું બાલિકા સીતાએ શિવધનુષ્યને રમકડું માન્યુ ?
ત્ર્યંબક ધનુષ્ય મહાદેવજીનુ !
આરંભ્યો હતો યજ્ઞ દક્ષ પ્રજાપતિએ
દેવોને ત્યારે પાઠવ્યાં આમ ત્રણ.
ન પાઠવ્યાં કૈલાસરાજને !

મંડલમ્

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

ક્રોધજ્વાલા કૈલાસાધિરાજહૈયે ભભૂકી !
અગ્નિ ત્રિનેત્રે વરસ્યો !
ક્રોધીલા પધારી દક્ષયજ્ઞમાં,
ધનુષ્યન્ટકાર કૈલાસરાજે કર્યો.
દેવો ધ્રૂજ્યા પણછટકારે.
પ્રાર્થ્યા કૈલાસેશને ક્ષમા યાચીને,
" પ્રભુ ! મહાદેવ વિનાના દેવ અમે,
કલગીવિહોણા મયૂર સમા !
યજ્ઞસમારંભે વૃથા આવ્યા.
ક્ષમા આપો આપ ક્ષમાવીર ! "
ક્ષમા શિવજીએ આપી !
ભોળા હૈયાના શિવ ભગવાન,
પ્રસન્ન થયા દેવપ્રાર્થ્યા.
પ્રચંડ ધનુષ્ય દેવોને આપી,
અટ્ટહાસ્ય કંઇ અનેરાં કરીને,
પ્રસન્નવદન દક્ષપુત્રીપ્રાણાધાર વદ્યા,
" સ્વીકારો આ ધનુષ્ય મારું,
પ્રસન્ની પ્રસન્ની હું અર્પું છું,
મારા નામે એનું નામ,

શિવધનુષ્ય સૃષ્ટિ કહેશે !
ગ્રહણ કરશે કો' અતિ વીર્યવાન !"
હરખ્યા દેવો મહાદેવવાણીએ
ભોળા એ શિવ ભગવાન.
ક્રોધે કાસળ કાઢે !
ને રીઝે તો.. ?

એ શિવધનુષ્ય.
શિવે દીધેલું દેવોએ લીધેલું,
દીધું પ્રસન્ની જનકરાજનને.
અતિ બળિયા એને ઊંચકે
શું અતિ બળિયાના દુકાળ હતા,
કે શિવધનુષ્ય અણઊપડ્યું પડ્યું હતું ?
પ્રતિજ્ઞા હતી જનકરાજનની,
ચડાવે જે ધનુષ્યની પણછ,
વરે સીતા રાજકુમારીને !
શું રાજદુલારી સીતા આજીવન કૌમાર્ય પાળશે ?
શું જનકપ્રતિજ્ઞા ફળવિહોણી વીતશે ?

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

સારીયે જનકનગરીને હૈયે,
આછા આનંદ—ચમકારા હતા !
નગરજનનો ચર્ચાતો બોલ,
એકએક મુખેથી વહેતો,
સુણાતો કર્ણેકર્ણે, કે
રાજનપ્રતિજ્ઞા ને કૌમાર્ય રાજદુલારીનું,
શું ઘનશ્યામ પૂર્ણ કરશે ?

અને ગુરુઆજ્ઞા લઇ બાંધવ-જોડલી,
પધારી જનકનગરી નિરીક્ષણે,
કે જનકનગરીના જનકલોકદર્શને ?
મિથિલાના મહાલોક એટલે
ત્રિવેણીસંગમ   જ્ઞાન, કર્મ, ઉપાસનાનો !
તર્યાં જનક નગરી તારીને,
કર્મયોગમાર્ગે પ્રજ્ઞાનપ્રાપ્તિને
શું સહોદરો પ્રજ્ઞાનકિરણો ઓળખવા પધારતા હતા ?

ધનુષ્ય ધરી પહેરી પીતાંબર,
પધારી શ્યામ-ગૌર જોડલી !

વિહારે નીકળ્યુ જાણે
જગતનુ મૂર્ત પૌરુષ !
ઝરૂખે નિરખે મિથિલાની મોહિનીઓ,
કહેતી કોઇ કે અવતારી થઇ કામદેવ,
શુ હરવા પધાર્યા મિથિલામોહિનીઓને ?
કોઇ કહેતી કે કો' ભાગ્યવાન ભામિની,
જીવનસહચરી સોહામણાની બનશે !
કહેતી કોક કે જનકરાજદુલારીને,
વરવા પધાર્યા છે રાજસ્વયંવરે !
પણ મહાધનુષ્યની પણજી
શુ શક્ય માનવજગતના ઇતિહાસમાં ?

મારીચ ને સુબાહુ હણનાર,
પાર ઉતારનાર વિશ્વામિત્રયજ્ઞ,
શલ્યાની અહલ્યા કરનાર !
શુ ગ્રહશે મહાદેવધનુષ્ય ?
શુ પણછરણકારે ટંકાર કરશે ?

અને નગરનિરીક્ષણ કરીને,



૬૪૫

પધાર્યા શ્યામ-ગૌર વિશ્વામિત્ર કને.
રાત્રિ વીતી, પ્રભાત પ્રકટ્યું !
શ્યામસુંદર સુંદરબાગે પધાર્યા,
પુષ્પ લેવા ગુરુપૂજન–અર્ચને.

એ જનકોદ્યાન...
ઋતુ વસંત સૃષ્ટિએથી થાકી,
વસંતઓઢણી વસંતભીની સંકેલી,
વસંત, વસંત, સદા વસંત કહેતી,
જનકઉદ્યાને વસંતભીની પધારતી,
વિરામસ્થાન સોહામણી જનકનગરીએ કરવા,
બાર માસ વસંતરંગ પ્રસરાવતી,
એ વસંતભીના વસંતઉદ્યાનમાં
રમણે ચડી વસંતરાણી પ્રભાતે.
પુષ્પો ખીલ્યાં નવપલ્લવી ઓઢણી ઓઢી,
કંઠે એહાં નવ કલરવ કરતાં,
ચાતક ને કોકિલા–ચકોર,
જાણે વસંતનાટારંભ કરતાં !
શું મોરલાએ વસંતરાણીની પગલીએ,

રાગ
પ્રભાતિ-નિઃકમણ

નાટારંભ કરતા હતા ?



એ જનકઉદ્યાનનું સરોવરિયું,
મહીં હંસ–હસીના ખેલ !
રાજહંસલી કો'સ્નાન કરવા પધારી.
હંસલી જનકમાનસરની !
રાજકુમારી મિથિલાનગરીની,
સખીમંડળના રસહિલોળ ઉછાળતી
હેલે હિંચોળતી જનકસરોવર !
ઉરવારિધિના ચંદ્ર શા હેલા.
એક એક સહિયર, એક એક કમળપુષ્પ !
કમળ ખીલ્યાં જાણે સરોવરિયે !
મહીં રાજહંસી શી જનકદુલારી,
ઝૂલે ઝૂલે જોબનવસંતે,
મિથિલાની રાજદુલારી ઝૂલતી,
ઉમામંદિરિયે દર્શને પધારી.
હૃદયંગમ એક સહિયરે કહ્યું,
કહ્યું, કહ્યું ને અધૂરું કહ્યું કે–
"બે કુમાર : ઘનશ્યામ ને ગૌરાગ,

વિતરણમંડલમ્

રામ
પ્રસન્નાભિનિષ્ક્રમણ

મેં દીઠા મીઠા મીઠા!"
"પછી સખી... ?"
"પછી ..? સખી, કેમ કહું નયને નિરખ્યાં...
વાણીવિહોણા નયના મારા!
વદું વાણી પણ નેત્રવિહોણી વાણી!"
એ અટકી ને બીજી વદી,
"રાજદુલારીજી, એ અયોધ્યારાજકુમાર.
મિથિલાનગરીએ વિશ્વામિત્ર સંગે પધાર્યા!"
રોકી ત્રીજી વદી,
"રાજકુમારીજી! એ તો શિવધનુષ્ય નિરખવા પધાર્યા
ક્યાંક જનકમહારાણાજીની પ્રતિજ્ઞા...!"
અર્ધ બોલી અર્ધ અટકી એ.
પણ જનકતનયાનાં નયનાં?
વ્યાકુળ બન્યા, દર્શનઅભિલાષે!
ડગ ભર્યાં સહિયરમંડળે.
જાણે સૌંદર્યમંડળ સુંદરબાગે
મોહસંગીતે ડોલાવતું ઉદ્યાન!
પશુ ડોલ્યાં ને પંખી ડોલ્યાં.
કંકણનૂપુરના રણક રણકારે

ડોલ્યું અયોધ્યાયુવરાજમનડું !
આમ તેમ દષ્ટિદોર ફેંક્યા.
ત્યાં ચંદ્રમામાં ચકોરદોર લાગ્યા,
એમ સીતામુખચંદ્રે રામનયનો !
" શું અયોધ્યાયુવરાજ ? "
એ જાનકીજી વદ્યાં,
તન-મનનું ભાન ભૂલીને !
નેત્રમાર્ગેથી હૃદયમંદિરિયે પધરાવ્યા !
ત્યાં આવી સાહેલી મતહેલભરી.
" પધારો જનકદુલારીજી !
માતાજી રાહ જોતાં હશે ! "
બીજી બોલી,
" એ તો સખી......
ગિરિજાપૂજાએ જાનકીબા પધાર્યાં !
માતા ગિરિજા કોડ પૂરશે.
કોડ કોડામણુ કો' રાજકુમાર,
ઉદ્યાને પધાર્યા રાજકુમારીહૈયે બિરાજવા ! "
એક વદી ને બીજી વદી.
ત્રીજીએ બોલડાના બોલતાલ દીધા !

...... ડલમ.

સુંદરઆગે જાણે કોકિલાવૃંદ,
એવા મંજુલ કલરવે કલરવે,
કુંજ સખિયનનું ઝૂલણિયે ચડ્યું !
રૂમઝુમ... રૂમઝુમ... ઝાંઝર ઝમક્યાં.
નૂપુરના નાદેનાદે,
વસંતઘેલડીઓ વસંતબાગની પંછી,
હમકભરી સંગીતરમણે ચડી,
રસસમૂહરાસ રેલાવતી !
હૈયાને હેલડે નેણલાં નચવતી,
સર્જનજૂના જગત-ઉલ્લાસનો રાસ ગાતી :

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

જનકદુલારીને સખી જાનકીના રામ,
વીણે છે મનડાનાં ફૂલ રે–
–સર્જનજૂના જગતઉલ્લાસમાં.

નિરખે છે જાનકી એના રસશ્યામ,
હેતભર્યાં હૈયાનાં એ મૂલ રે,
–સર્જનજૂના જગતઉલ્લાસમાં.

ખીલી વસંત ત્યાં કોકિલાને ધામ,
ટહુકે છે બાગનાં ફૂલ રે,
—સર્જનજૂના જગતઉલ્લાસમાં.

અનંત બ્રહ્માંડે સખી આનંદનાં એ નામ,
सर्वम् खलु इदम् ब्रह्म मूल रे,
—સર્જનજૂના જગતઉલ્લાસમાં.

ગિરિજાએ કોડ પૂર્યા !
શું જનકરાજદુલારીજીના કોડ ફળ્યા ?

અવતરણમંડલમ્

પિતા-પ્રતિજ્ઞા જાનકીહૈયે સ્મરી.
શું મહા મહાદેવધનુષ્યપણછ,
ચઢાવશે અયોધ્યાયુવરાજ ?
વિચારના વમળે, પરવશ જનકતનયા
દુઃખસાગરમાં ડૂબકાં ખાતાં ડૂબ્યાં !
વ્યથિત દશા જાનકીની નિરખીને,
વ્યગ્રતા પ્રસરી સખીમંડળહૈયે !
" પધારો રાજકુમારીજી, દુર્ગાદર્શને...
પૂરશે તમારા હૈયાકોડ ! "

રાગ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

એ ગિરિજામંદિર કામેશ્વરી ઉમાનુ.
પાર્વતીનુ એ પુણ્ય પર્વમંદિર !
પુષ્પ ચડાવ્યા જનકદુલારીજીએ,
પ્રાર્થી પ્રાર્થી હૈયાભાવે કે,
' વર આપો તો અયોધ્યાયુવરાજ !"
જાનકી પ્રાર્થ્યાં ને ગિરિજા મલક્યા,
" સીતા ! તમે અવતારી નારી,
ક્ષીરસાગરેથી મિથિલા પધાર્યાં !
જાણો છતા યાચો છો આશિષ,
તો સાભળો મિથિલારાજકુમારીજી,
ફળશે મનોરથ તમારા !
નારદજીનુ એ વચન-પ્રદાન,
જનકદુલારીને હૈયે વસશે !
ફળશે એ ફળો ભાગ્યધારી !"
ઉમાબોલે જાનકી આનંદ્યા,
ફરીફરી ગિરિજાને વંદ્યા.
શુ જાણ્યુ હશે સરખી સાહેલડીએ,
કે જનકદુલારીજી તો ક્ષીરસાગરે શય્યા બિછાવતા ?

કોની... ?
એની કે જે...
વિશ્વામિત્ર ને સૌમિત્ર સંગે,
જનકનગરીએ ધનુષ્ય જોવા પધાર્યા હતા !
પ્રજ્ઞાનીઓને પુણ્યે તારવા,
વિજ્ઞાનીઓને પ્રજ્ઞાનપંથ બતાવવા !

નયનાં ખોલી નિરખી રહ્યા
પૂર્ણ ચંદ્ર જનકોદ્યાને જાણે !
તારલિકાઓ એનું સખીમંડળ.
શું જનકદુલારીજી સંચર્યાં ને ચંદ્રિકા
અસ્ત થઈ ?
એ અયોધ્યાયુવરાજહૈયે,
પૂર્ણિમા વીત્યે અમાવાસ્યા અંધકારી !
ડગ ભર્યાં એમણે ધીરાં,
ગુરુ વિશ્વામિત્રના સંગીલા આતિથ્યાલયે.
" દેવ ! સુંદરબાગે જનકદુલારીજી પધાર્યાં.
હૈયે મારે વિહ્વળતા પ્રસરી !
પ્રભો ! શું નહિ એ લાંછન,

રઘુકુળકુમારને પરકન્યાદર્શનનું ?"
રામ બોલે મુનિવર મલકયા.
યોગની જ્ઞાનસમાધિ સાધી,
મહાયોગી યોગે મલકયા !
સમાધિએ જાણી અસમાધિસ્થ પછી વદ્યા,
" વત્સ ! અમિથ્યા નિર્માણયોગ !
પ્રારબ્ધના અણરોકયા પૂર !
જનકદુલારી નિર્મિત છે અયોધ્યાયુવરાજ્ઞી !
સત્ય તોડ વિજ્ઞાન-પ્રજ્ઞાનના કાટશે !"
ભવિષ્યવેણ વિશ્વામિત્ર વદ્યા,
સચોટતાની વજ્રમેખ સમા !
અંતરીક્ષેથી પુષ્પવૃષ્ટિ થઇ !
" ચિરાયુ ભવ " ફરી મુનિવર વદ્યા,
અને સંધ્યાએ .. ?
ચંદ્રોદય પૂર્વે ઝળકયો !
ચંદ્રમા તો કલંકિત,
દિન કરે કાંતિવિહોણો !
ક્ષય ને વૃદ્ધિ એનો ક્રમ !
વૃદ્ધિ પામી પૂર્ણિમાનો ચંદ્ર

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમ

સોળસોળ કળાએ રસરસીલો પ્રકાશે
ઘડીઘડી એકમના પ્રકાશ સમો !
ટગમગિયો પછી તેજે ટમટમતો,
અવગુણિયો આભ-ચાંદલિયો !
વિયોગીનો વેરી, કમળપુષ્પવેરી.
" ત્યારે સીતા... ? "
પ્રશ્ને રામ યુવરાજ મલકયા.
" સીતામુખચંદ્ર તો ઉરવારિધિના હેલા ! "
જાનકીવિચારે રામચંદ્રજી ડોલ્યા.
શું ડોલી એ ભાન ભૂલ્યા ?
" પધારો ભ્રાતા, રાત્રિ-પ્રહર વીતે છે ! "
વેણુ વદ્યા લક્ષ્મણકુમાર,
પ્રેમ-સમાધિએથી જ્યેષ્ઠ ભ્રાતને જગાડતા.
પણ એ અનંત પ્રેમ-સમાધિ !
યુગયુગના યુગાંતર જૂની.
ક્ષીરસાગરને પારસપીપળપાને,
પ્રેમસમાધિ અવિચળ એમની !
ત્રેતાયુગે જનકદુલારી ને અયોધ્યાયુવરાજ,
દ્વાપરયુગે વૃષભાનદુલારી ને નંદદુલારો !

જગ તાર્યું જનતા તારીને,
કર્મયોગના કાડ સુણાવીને,
અજ્ઞાનીને પાર ઉતારીને.

એ સ્વયંવર જનકરાજદુલારીજીનો.
દેશદેશાન્તરના રાજા મહારાજાઓ,
સ્વયવરે પધાર્યા સીતા વરવા,
કે મહા મહાદેવધનુષ્યની પણછ,
ચડાવીને સ્વયંવર જીતે !
પણ કેટકેટલાના અભિલાષ ફળ્યા સાંભળ્યા ?

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ।

એ સીતા–સ્વયવરે,
અયોધ્યાકુમારોની જોડલી પધારી,
ગુરુ વિશ્વામિત્રની તપસ્છત્રછાયાએ શોભતી,
જેમ તારામંડળે ચંદ્રનાં સૌદર્ય !
એવા ઘનસ્યામ રામનાં,
દીપંતાં અનેરાં રૂપે,
સ્વયંવરે અંજન આંજતા
રાજરાજેંદ્રોના રાજનંદને.

ત્યાં જનકબોલ સ્વયંવરે ગર્જ્યો :
" માનનીય રાજરાજેંદ્રો !
સુણો મારી અફર પ્રતિજ્ઞા.
ખંડિત કરી મહા શિવચાપને,
વીરત્વ દાખવે જે વીરનર,
પહેરાવશે વરમાળ તેને,
મુજ પુત્રી લાડકી સીતા. "
નિરુત્તર સભા જનકબોલે રહી.
પળ પછી પળો વીતી.
અસંભવ ભાસ્યું ધનુષ્યગ્રહણ.
નિરાશાના મેઘ ચડ્યા,
ગોરંભ્યા ઘનઘોર વિષાદે.
પછી સર્યા મર્મબોલ,
જનકરાજની વિષાદવાણીના :
" શું યોદ્ધાવિહોણી થઇ છે ધરા ?
કે પુત્રી મારી અપરિણીતા રહેશે ? "
અબોલ સભાએ બોલ ગર્જ્યા,
પડછંદા પાડતા, પડઘા ઝીલતા.
લક્ષ્મણકુમારના રોમરોમ કંપ્યા.



નંદલમ્

જનકબોલે લક્ષ્મણકુમાર ધ્રૂજ્યા.
એ ધ્રૂજારો કોપધ્રૂજારો હતો !
રઘુનંશવારિધિનો પ્રચંડ કોપ હતો !
" શુ રઘુકુળ ગયુ રસાતાળ,
કે જનકરાજન મર્મવેણ બોલે છે ? "
પછી આજ્ઞા માગી એમણે ગુરુની
" આજ્ઞા દેવ ! બ્રહ્માંડ ડોલાવુ,
સુમેરુ પહાડ સમૂળો ઉખેડુ
શા ભાર આ કામઠાના વળી !
આપ કૃપાએ હુ ગ્રહુ ! "
લક્ષ્મણવચને વિશ્વામિત્ર મલક્યા
" બેટા ! ધર્મ સભાળ.
જ્યેષ્ઠ ભ્રાત રામચંદ્ર તારા,
ધનુર્ ગ્રહી ધનુર્ધર બનશે,
જાનકી અયોધ્યાયુવરાજ્ઞી બનશે ! "
" આજ્ઞા પ્રભુ ! " લક્ષ્મણકુમાર વદ્યા.
પછી વિશ્વામિત્ર રામને કહેતા વદ્યા,
" રામભદ્ર ! મહા મહાદેવધનુર્ધારી થા,
પણછ ચડાવ ને જનકજામાતૃ થા ! "

એ બોલે પ્રસન્નતાના જાણે,
ડંકા વાગ્યા જનકમંદિરે,
જેવા ડંકા ઉષાનાથના,
પર્વમંદિરે પ્રભાતે બજે,
અરુણરાજ પધારે પછી,
પાતાળસિંહાસનેથી ઊઠી પૃથ્વીએ,
તેજાડંબરના તેજફુવારા વરસાવતા,
એમ પધાર્યા અયોધ્યાયુવરાજ,
સ્વરૂપતેજે સ્વયંવરં આજતા.

જાણે રાત્રિ વીતી, પ્રભાત પ્રકટે,
ભાનુ પ્રજ્વળ્યે કુમુદ મિંડાયા,
એમ રામ નિરખી 'સ્વયં–વરો' થયા !
ત્યાં મિથિલારાજરાજેશ્વરીહૈયે,
એક સમસ્યા અણુસમજી થઈ :
શું અયોધ્યાયુવરાજ મહા મહાદેવધનુર્ધારી બનશે ?
" બનશે... ! બનશે... ને બનશે... ! "
રાજરાજેશ્વરીની જ્ઞાનમંત્રિણી વદી,
" સુકુમારં રામ યુવરાજ.

અવતરણમ્ંડલમ્

સુકુમારતા હતી મુનિ અગસ્ત્યમાંયે,
તોયે પી ગયા હતા સપ્ત સમુદ્ર !
પુષ્પનાં બાણુ કામદેવનાં,
સરખામણી નહીં લોહબાણુ સંગે.
હરે છે પુષ્પે માનવહૈયું,
જખમ કરીને દિલદર્દનાં.
પ્રણયધન્વંતરિ પછી દવા દાખવે.
સુકુમારતાના અનેરા પ્રભાવ મહારાણીજી ! "

રામ
પ્રજ્ઞાવિનિષ્ક્રમણ

પછી સ્વયંવરે પળો વીતી.
ઝૂલા ઝૂલ્યા આશાનિરાશાના.
ત્યાં ઊઠ્યા અયોધ્યાયુવરાજ,
વાદળઘેર્યા આભસભામંડળ જેવા,
વિષાદઘેરા સ્વયંવરમંડપમાં.
સુકુમાર કોડીલા ઘનશ્યામ,
માધુર્ય પ્રસર્યાં એમના રંગનાં.
પછી કરી ગુરુવંદના એમણે.
ગુરુ ઊચર્યા આશિષ્યવરદાન :
" આશિષ... વિજયી ભવ ! "

મહાદેવધનુષ્ય યુવરાજે ધર્યું !
તૂટ્યું આપ કડકડ આપે,
પ્રતિભા પથરાઇ પૌરુષની.
શૌર્યતેજનાં છૂટ્યાં કિરણ.
બની વિસ્મય માનવમેદની !
શું જનકકુમારીજી અયોધ્યાયુવરાણી થશે ?

વરમાળ પહેરાવવા જાનકી પધાર્યાં.
" પહેરાવો રાજકુમારીજી !
આપના જગવિજેતાને ! "
એ કહ્યું એક સાહેલીએ.
પછી અર્પી મિથિલારાજકુમારીએ,
વરમાળ રામચંદ્રને કંઠે !
પણ ન કરી ચરણવંદના !
જે જાણ્યું જાનૈયેં,
મુસ્કાનનાં પુંપેની આપે.
તે પણ ' હું...ઉ...હું ' બોલી હતી,
મધુર કટાક્ષ હતા મીઠ્ઠા,
નેહભર્યાં સૌના મનડે,

માયરામાં મનમોર નિરખ્યો !
રંગ એનો ધ...ન...શ્યા...મ !
હૈયાવંદના પછી કરી,
મનડે મીઠા મલકામણાં મલકી.
રાજદુલારી જનકતનયાએ,
ગ્રહી હતી સુવર્ણમુદ્રિકા.
પચરંગી રત્ન મહીં જડયાં.
પ્રશ્ન થયો એમને હૈયે કે,
શલ્યાની અહલ્યા થઈ,
રામચરણરજના પુણ્યસ્પર્શે !
સુવર્ણની કો' સુવર્ણા તો નહીં થાય ને ?
મુદ્રિકામાંથી મનમોહિની તો નહીં પ્રકટે ને ?

રામ
પ્રજ્ઞાસિનિષ્ક્રમ

એ રાત્રિ હતી !
ચંદ્રનાં તેજ પ્રણુપયોં હતાં,
પૂર્વે ઊગતાં પ્રકાશતાં,
એને નિરખતા અયોધ્યાયુવરાજ,
ત્યાં પશ્ચિમે પ્રકાશ નિરખ્યો !
શું પૃથ્વીએ બે ચંદ્ર પ્રકાસ્યા ?

પણ એ તો... ?
જનકદુલારીજીના રથનો પ્રકાશ હતો !
અયોધ્યાયુવરાજ્ઞી બનીને એ,
પ્રણયરાત્રિનાં પ્રણયતેજ પૂરવા,
પધારતાં હતાં અયોધ્યાયુવરાજ સાન્નિધ્યે !
" પધારો મિથિલારાજકુમારી ! "
" મટી છું હું મિથિલાકુમારી આજ,
યુવરાજ ! તમારી અનુરાગિની થઇ આવી છું ! "
" રાગના તાલે પધાર્યાં છો રાગિની ? "
" યુવરાજ ! ક્યા સંગીતજ્ઞાને પ્રશ્નો છો ?
સંભવે શું તાલ વિનાના રાગ ? "
" સંભવે દેવી, બેતાલ રાગ ! "
" રાગ કહો છે એને આપ ? "
એ મિથિલારાજકુમારી વદ્યાં.
" રાગના તાલ એ વિજ્ઞાન ને જ્ઞાન દેવી !
......આપણે તો અજ્ઞાની...! "
" ત્રેતાના યુગેયુગના આપ અયોધ્યાયુવરાજ,
હું સીતા, તમ ચરણરજની દાસી !
કૈંક ત્રેતા વીત્યા ને રામાવતાર થયા !

રામ
પ્રજ્ઞાભિનિષ્કર

બિછાનુ ને એ મેંજ,
જે ક્ષીરસાગરે આપ પોઢતા હતા ? ”

આછા સમીર મંદમંદ વાયા !
ચંદ્રે પ્રણયતેજ પૂર્યાં !
ટમકતી હતી ટમ .. ટમ... તારલીઓ.
ત્યાં ‘ કૂ...ઉ   ક ’ કોયલડી બોલી !
ફરી બોલી ‘ કૂ ..ઉ   ક ! ’
શુ પ્રભાત થયુ ને ઉષા ઊઘડી ?

એ જનકદુલારીના મનોદ્યાનમાં
વસંત બેઠી ટહુકા કરતી.
‘ કૂ...ઉ...ક ’ ફરી કોયલરાણી ટહૂકયા !
પુષ્પ-શય્યામાં પ્રેમપુષ્પ ખીલ્યા !
મહીં હતા પ્રીતિના પરાગ,
અધર–અમીરસે લીધા દીધા !
પછી મદડોલ વસંતવા વાયા.
જનકદુલારીની વસંતઓઢણી ઊડી !
ઉરે વસંતરાણી વસંતબોલ બોલી.

લાસ્ય નૃત્ય ન્યારાં મંડાણાં,
ઉમા ને મહાદેવનાં હૈયે દીધેલાં !
પ્રસર્યાં એ મનસરોવરિયે.
માનસ-સરોવરિયું રામ-જાનકીનું !

એ રાત્રિ વીતી, પ્રભાત પ્રકટ્યું.
જનકતનયાને રામ યુવરાજે જીત્યા !
વંદન કર્યાં વિશ્વામિત્ર મુનિવરને.
મલક્યા વિશ્વામિત્ર મરક મરક મ્હોએ મલકતા
" આશિષ ! વિજયી ભવ, બેટા ! "
ગુરુ આશિષવચને લક્ષ્મણજી મલક્યા,
' વારા પછી વારો ! '
શું નહીં એ સૃષ્ટિનો બોલ ?
અને લક્ષ્મણજી ઊર્મિલાહૈયે બેઠા !
ઊર્મિલા જાનકીની બહેનડી !
પછી ભરતજી વર્યા કુમારી માંડવીને,
ને શત્રુઘ્ન શ્રુતકીર્તિને !
ચાર બાંધવને ચાર બહેનડ વરી.
આશિષ આપ્યા રાય દશરથે ને જનકરાજે.

અવતર મ ટલમ

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

પરશુરામ-જમદગ્નિ ત્યાં,
ફરસી લઇ ક્રોધાતુર આવ્યા !
શું પૃથ્વી ઉથલાવશે ?
કે પાતાળ-આભ એક કરશે ?
પરશુરામના ક્રોધાવતારે !
પૃથ્વી કરી એકવીસ વાર નક્ષત્રી !
શું બાવીસમી વાર નક્ષત્રી કરવા પધાર્યા હતા ?
ક્ષત્રિય યુવરાજે કરવંદના કરી,
" પ્રભો ! આટઆટલા તે કોપ શા ? "
"કોપ ? કોપ મારો ત્ર્યંબકધનુષ્ય ભાંગનાર પર !
મહાધનુષ્ય કૈલાસેશ્વરનું,
એ ધનુર્ધારીને ધરતીએ ઢાળું !
બતાવ રાજન્ ! એ માનવજીવને,
મહાપાતક કર્યું ત્ર્યંબક તોડીને,
પાપ ધોઉં હું એ પાતકીનાં,
દેહેથી આત્મા અળગો કરીને !"

પરશુરામબોલે સર્વ જન કંપ્યાં !
મિથિલારાજરાજેશ્વરી અધિક કંપ્યા !

જનકજામાતૃ કર જોડી વદ્યા,
" સ્વામિન્ ! કો' આપના સેવકકરે તૂટ્યું ! "
રામબોલે પરશુરામનો ક્રોધ,
હૈયાક્રોધ મુખે આવ્યો;
અને વાણીએથી વાયરામાં પ્રસર્યો !
ત્યાં લક્ષ્મણજી કર જોડી વદ્યા,
" ફરસીધારી તપસ્વીજી !
કૈંક તૂટે ન્હાનાં ધનુષ્ય;
બાળપણમાં કેટકેટલાંય તોડ્યાં ! "
" બાલ ! તારૂં મ્હોં સંભાળ !
હું જમદગ્નિપુત્ર પરશુરામ ! "
ફરસી બતાવતા એ વદ્યા.
ફરસી જોઇ લક્ષ્મણજી હસ્યા,
" સાધુજન ! ફરસીએ તમે ,મગતરાં માર્યાં,
નહીં કે...
તો કૃપાનિધાન ! ભેખ ન લજાવો.
ફરસી ઉતારી ધનુષ્યબાણ ઉતારો,
લગીર નહીં દેખાય આપને ખોટ !
વજ્રસમાન વચન આપનાં !

વચનપ્રહારે પરાજ્ય કરો !
બ્રાહ્મણજ્ઞાનિના આપ વરાજ,
રઘુકુળમાંના સદાય વંદના કરે !"
લક્ષ્મણ પછી રામ ભગવાન વધા,
" ક્ષમા સ્વામિન્ ! શાંતિ ધરો !
પ્રભુતા અનેરી બ્રાહ્મણકુળની.
રઘુકુળમાંના સદાય વંદના કરે !"
એમ કહી રામ ભગવાને,
ભૃગુનાથન છાનુ બતાવ્યુ !

જેમ ગાજવીજ ને મેઘાડંબર પછી,
તુફાન-વાયરા શમીશમીને,
નિર્મળ, નિરાકાર નભમંડળ થાય !
જેમ ભાદ્રપદ પછી શરદ્-ઋતુમાં,
ઉપજતા મંગી આછી ચમકે
લ્હેરખડી મીઠલડી ઠંડકની,
પછી ઊગે શરદ્-ચાંદનિયો,
મીઠો મધુરો ને સુધીર,
એમ પરશુરામ ભગવાન,
ક્રોધ તજી શાંત થયા !

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

જેમ શાંત થાય ભભૂકતો અગ્નિ,
મધ્યાહ્નનો ભાનુ અસ્તાચળે જેમ
સુવર્ણરંગી સુધીર બને,
એમ પરશુરામ ભગવાન,
સમથળ, સ્થિર સાગરસમ બન્યા !
" શુ રામાવતાર થયો ? "
પૂર્તિ કરવા રામાવતારની,
સ દેહ મનનો સદા દૂર કરવા,
ક્ષીરસાગરેથી લક્ષ્મીકાંતે અર્પેલુ
વિષ્ણુધનુષ્ય રામચંદ્રજીને આપ્યુ !
અવતારી એ ધનુષ્યધારી બને !
પરપુર જયબાણ રામે ચડાવ્યુ
" શુ રામાવતાર થયો ? "
એ ફરી બોલ પરશુરામ બોલ્યા. .
ખેદયુક્ત માનસની ક્ષમા યાચીને
પરશુરામ તો પરમ તપસ્વી !
પાપ એમણે તપશ્ચર્યાએ હણ્યા.
પછી ડગ ચડયા પુષ્પના,
મેરુ સમા મહા મોટા

રામ
પ્રજ્ઞાભિનિષ્ઠ

પુણ્યના ગર્વે એ પ્રજ્ઞાની મટી,
અપ્રજ્ઞાનના પથે ભૂલેલા સચર્યા !
એકવીસ વાર નક્ષત્રી કરી,
બ્રહ્મબલિ થયા, કવિક્રોધના.
પરશુરામ એટલે ક્રોધાવતાર !
પણ એકલા રામ... ?
" બ્રહ્મદેવ ભગવાન !
આપે ધરાવ્યુ વિષ્ણુધનુષ્ય,
પણછે ચડાવ્યુ મેં પરપુરજયબાણ.
વિષ્ણુબાણ અફર, અણઉતાર,
મારૂ તો પ્રાણ હરે આપનો !
પ્રાણ હર્યે બ્રહ્મહત્યા લાગે,
તો દેવ ! તમારૂં અપ્રજ્ઞાન માનસ,
તોડું છુ બાણ મૂકીને,
પ્રજ્ઞાની તમને બનાવવા,
પાપ-પુણ્યવિહોણા કરીને ! "
રામબોલે પરશુરામ નમ્યા !
" ભગવાન ! આપે મને તાર્યો !
राम रामेति रामेति रमे रामे मनोरमे ।

પ્રજ્ઞાન આપો મને રામ ! ”
બોલ સુણી ફરસીધારી રામના,
છોડ્યું અયોધ્યાયુવરાજે
રામબાણ પ્રજ્ઞાએ ભરેલું,
પરશુરામને રામ બનાવવા,
ફરસીરૂપી પાર્થિવ અહંકાર
સંગ લઈ પ્રજ્ઞાની કરવા.
પડળ એમનાં અહંકારના ઉતારી,
હુંકારને સદા હંકારી,
પ્રજ્ઞાની કરી પરશુરામને,
અહમ્ તજી સોઽહમ્ પંથે,
મહેન્દ્રપહાડે બ્રહ્મ એકતાર કરવા,
પરશુરામને પ્રેમીલા પાઠવીને !
જાનકીરામ અયોધ્યા પધાર્યાં.
યુવરાજ-યુવરાજ્ઞીના મહાસત્કાર ત્યાં.
આનંદહેલે અયોધ્યાનગરી ચડી !
સાસુ-સસરાને જનકકુમારીએ વન્દી.
અયોધ્યા રાજરાજેશ્વરીઓએ આશિષબોલ કહ્યા,
“ સૌભાગ્યવતી ભવ ! ”

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

શું વખતનાં વ્હાણાં આમ વીતનાં હશે ?
અયોધ્યાયુવરાજ બાલ્યકાળે,
માતૃપ્રેમના પારણે ઝૂલ્યા.
રાજરાજેશ્વરી કૌશલ્યા હીંચોળતાં,
સોનલાને પારણે ને હીરલાની દોરીએ.
યોગવાસિષ્ઠ પછી ભણ્યા હતા,
વસિષ્ઠમુનિના યોગાશ્રમે.
મુનિવરા અરુંધતીએ શા ભણાવ્યા ?
ભણતર ' એક જાનકીના પ્રાણ 'નાં,
અરુંધતીદેવીએ રામને ભણાવ્યાં !
પછી મહામુનિ વિશ્વામિત્રે... ?
એક રામબાણના આદર્શ દીધા.
એ રામબાણ જનકદુલારીજીને લાગ્યું.
અયોધ્યા પધાર્યા જાનકીને લઇ !
માતૃપ્રેમપારણે ઝૂલેલા રામ,
પછી જાનકીના પ્રણય-હિંડોળે ઝૂલ્યા !
અને અવતરણમંડલમ્ ઝોલા ખાતું,
ભજ્યું જઇ પ્રણયમંગલમમાં !

# પ્રતિજ્ઞામંડલમ્

આજ દસદસ વર્ષનાં વ્હાણાં વીત્યાં !
શું આટઆટલી ચાલી હશે,
રામ–જાનકીની મધુરજની ?
શું અવતારી ધર્મ ભૂલ્યા ?
શું માનવમોહિનીએ લક્ષ્મીકાંત લપટ્યા ?
શું વિશ્વંભરેશ્વર અયોધ્યેશ્વર બનશે ?
રાજા દશરથે ગુરુ વસિષ્ઠને સ્મર્યા,
બ્રહ્મર્ષિ પધાર્યા યોગચાખડીએ ચડી.
પગલેપગલે રાજ્યધર્મબોધ
એના પડઘા રામયુવરાજહૈયે.
સનાતન બોલ એ રાજ્યધર્મનો,
બ્રહ્મર્ષિ એ રાજ્યધારી ઝીલે,

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

આદર્શ રાજ્યધર્મના પાઠ ભણીને,
પાઠ આચારમાં ઉતારવાને.
વિચાર્યું રાય દશરથે પૂરૂં.
પછી પ્રશ્ન્યા વસિષ્ઠ મુનિને,
" રામ યુવરાજ વયે પહોંચ્યા,
વૃદ્ધ વયે હું પહોંચ્યો છું,
અયોધ્યા રામરાજ્ય બને,
વાનપ્રસ્થ રાજ્ય દશરથનું બને.
રામરાજ્યાભિષેક ને દશરથવનાભિષેક !
આજ્ઞા છે ને મહામુનિજી ? "
" અસ્તુ રાજન્ !
આયુષ્યના આશ્રમધર્મે
વાનપ્રસ્થી આપ બનો.
કર્મમાર્ગ પૂરો કર્યો આપે,
હવે સંચરો ભક્તિમાર્ગે. "

રાગ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રામરાજ્યાભિષેક રાજસભાએ કર્યો.
રાજસભા એટલે રાજા-પ્રજાની,
અંગનાં બે અંગ જાણો.

બે કર રાજ્યઅંગના
એક હાથે તાળી ન પડે.
રાજ્ય ન બને રાજાપ્રજા વિના.
સર્જનજૂનો એ જગમેળ,
રાજ્યધર્મના વેદવાક્ય શો
એના નાદેનાદે પડી,
રામરાજ્યાભિષેક રમણે ચડ્યો
આનંદે આનંદી અયોધ્યાનગરી
શું રામરાજ્યાભિષેક ?
તાનાવેની જાગી દેવોહૈયે !
પાઠવ્યા દેવોએ વીણાધારીને,
કે સ્મરણાં આપે અવતારીને
" નારાયણ હરિ નારાયણ હરિ ! "
નારદજી યુવરાજભવને પધાર્યા
યુવરાણીએ તેમને સત્કાર્યા
પછી અવતારીને વીણાધારીએ,
અવતારીધર્મની સ્મરણા આપી
શું ભૂલ્યા હતા રામ ભગવાન ?
પણ એમને તો માનવસૃષ્ટિએ,

પૂર બતાવવાં પુરુષાર્થનાં
રામ એટલે મર્યાદાપુરુષોત્તમ !
પુરુષાર્થના પાઠ આપીને,
દોરવા એમને વિજ્ઞાનમાર્ગને,
પ્રજ્ઞાનના પુણ્યમાર્ગે.
શું એ સમયની રાહ જોતા હતા ?
પણ સમય એમને અધીન.
નારદજી પધાર્યા ને રામજી વદ્યા,
" જાનકી ! રાજ્યધુરા દેવાની મને,
અનુજ્ઞા પિતા દશરથની.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રાજ્યાભિષેક—આનંદ નગરીએ પૂરો,
હેલે ચડ્યો છે હૈયાને હેલે.
પણ મારે તો હેલે ચડાવી,
કરવું મંથન વિજ્ઞાનમાનસનું.
દોહને પ્રજ્ઞાન—અમી કાઢી,
બૃહદ્ આર્યભૂમિએ પુણ્યવતુ છંટકારવું.
જાઉં છું જાનકી ! કૈકેયી માતા પ્રાસાદે.
કૌશલ્યા માતાએ રામ જન્માવ્યા,
પણ રામ નિવડાવનાર કૈકેયી માતા ! "

" આર્યપુત્ર ! બાળને ઉછેરણહાર માતા,
બાળ ઉછેરી જોબનજોધ બનાવે,
પણ નરને નિવડાવણહાર તો પ્રણય–નારી ! "
મલકાણાં જાનકીજી.
" પધારો આર્યપુત્ર ! "
અને માતૃ–અંતઃપુરે,
રામ યુવરાજે માતૃવંદના કરી !
પુત્રસત્કાર કૈકેયી માતાએ કર્યા.
" आयुष्यमान भव, બેટા ! "
" માતાજી ! આજ આટઆટલે વર્ષે,
વચન યાદ દેવા બાળપણાનાં,
આવ્યો હુ આપ માતા પાસ.
ભૂલ્યાં તો નથી ને માતાજી ? "
ઝૂલ્યા રાજરાણી વિચારસાગરે.
વર્ષોનાં વચન વીસર્યાં લાગ્યાં !
મરક મરક રામચંદ્રજી મરક્યા.
" માતાજી ! એક વચન તો ભૂલ્યાં આપ.
બીજું માગું છું ફરી આજ; આપશો ને ? "
" કેમ ન આપું બાળ ? "

[ ૭૨ ] હરખઘેલાં કૈકેયીરાણી વદ્યાં,
" આજે મારા રામનો રાજ્યાભિષેક,
હૈયા–અભિલાષા એક છે મારી,
રાજરાણી મટી રાજમાતા થઇશ
વધૂ જાનકી રાજરાજેશ્વરી બનશે,
આંખ મારી અમૃતે ઠરશે !
માતાજીવનનો એ છે લ્હાવો,
પુરુષાર્થ પુત્ર કરે ને માતા આશિષે ! "
" માતાજી ! બે વરદાન આપે આપ્યાં,
કર જોડી હું એ યાચું.
એક કે મોકલો મને વનવાસ,
રામ પ્રશસ્તિ બીજું ભાઇ ભરતને આપો,
રાજધુરા અયોધ્યારાજ્યની ! "
રામબોલે રાજરાણી કૈકેયી કોપ્યાં
હૈયા-હાય કૈકેયીહૈયેથી નીકળી,
" બાલ ! તારું મ્હો સંભાળ.
માગ્યુ તે અશક્યનું શક્ય !
રામવનવાસ ને ભરતને રાજ્ય !
ઉથલાવવી તારે રઘુકુળરીત,

શું બને અશકયનું શકય રામ ?
રાજ્યાભિષેક થશે મારા રામનો.
ભરત કરશે સદાય સેવા ! ”
જાણે ક્રોધાગ્નિ કૈકેયીનયને ઝર્યા,
અશ્રુધારાના ઉષ્માવ્હેણે.
“ માતાજી ! આપનું વચન સંભારો !
એક બોલ રઘુકુળમહારાણીનો !
બ્રહ્માંડ ફરે પણ વચન ન ફરે !
કયાંય આપ્યાં વચન પાછાં લેવાતાં
હશે માતાજી ? ”
“ બાલ ! તેં વચને બાંધી.
પણ તારા બાળકબોલે
બંધાયેલી હું વચને છૂટું.
બાળ નાનું સર્વ કાંઇ માગે.
માગ એ બાળપણની !
કઇ માતા બાંધી ન બંધાય, રામ ? ”
“ માતાજી ! વચન પાળો ને પ્રજાને નિરખો ! ”
એમ કહી રામભગવાને,
પહોળાં કર્યાં નેત્ર એમનાં!

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

મહી નિરખ્યા રાજરાણી કૈકેયીએ,
મહાયુદ્ધ વિજ્ઞાન પ્રજ્ઞાનના !
પ્રજ્ઞાનચક્ષુ કૈકેયી મહારાણીના
ઊઘડ્યા પ્રજ્ઞાદષ્ટિએ પછી
" માતાજી ! અવતાર મહામાયાનો આપ
શું માયાએ બંધાય માનવસૃષ્ટિના પાયા ? "
હસ્યા રામજોને મહામાયા અવતારી.
" ત્યારે શું રામવનવાસ ને ભરતના રાજ્ય ? "
" માતાજી ! ભરતહૈયામાં રામના વાસ !
આર્યાવર્તને રાજ્ય આદર્શ આપશે
ચિરસ્મરણીય વસશે માનવહૈયે,
ભરતરાજ્ય ભરતભાઈનું !
પછી ત્રેતાનો રામભ્રાત ભરત,
દ્વાપરના કર્મયોગકાળમાં,
આર્યાવર્તનો ભરતખંડ કરશે !
વિશ્વભરતખંડ કળિયુગઅંતરે,
કરશે એ સતના બોલ દઈ
માતાજી ! ત્યારે વિજ્ઞાન પ્રજ્ઞાનના,
મંડાણ હશે મહાયુદ્ધ !

ભારતમલગી ત્યારે ભરતજી,
ધરશે ભરતખંડના મહામુગટે,
કલ્કિઅવતારી થઇ વિશ્વભારતને,
પ્રજ્ઞાનપથે પ્રજ્ઞાની કરશે !"
"અને રામ ! ત્યારે કલિયુગ મરી સતયુગ પ્રકટશે !'
ભવિષ્યવેણુ ભાગ્યવિધાત્રી શા,
મહામાયા અવતારી રાણી વદ્યા
" બેગ ! તુ વનમા સચરીશ
પિતા તારા ઝૂરી મરશે !
શુ ઓછો છે તેમનો પુત્રપ્રેમ ?"
" માતાજી ! ભાગ્યચક્રનો મહામ ન એ !
પિતાજી પ્રાણ તજશે,
આપ સ્વાર્થી કહેવાશો !
પણ કહુ જો આજ્ઞા આપો તો !
જ્ઞાની આપને પ્રજ્ઞાની કહેશે
અજ્ઞાની આપને સ્વાર્થી કહેશે
માનસશાસ્ત્રી કાઢશે વચનો તોડ,
કે રાય દશરથને ત્રણત્રણ રાણી,
સ્ત્રીસ્વભાવે ભરતને રાજ્ય અપાવ્યુ,

પ્રતિજ્ઞામ ડલમ

ને રામ વનવાસ ! સમજ્યા ને માતાજી ? "
" સમજી ! રામ ! સમજી !
તોડ કાઢના વિજ્ઞાન પ્રજ્ઞાનના,
રાક્ષસ રોળી ઉચ્ચ માનવ કરવા,
પધારો ! પધારો !
राम रामेति रामेति रमे रामे मनोरमे !
સદા મારે હૈયે રામ.
રામ યુવરાજ, વિજય કર !
યશોભાગી તુ ત્રેતાયુગનો,
અપયશના હું ઢગ ઉપાડીશ !
માનવસૃષ્ટિ અજ્ઞાન-જ્ઞાન વચ્ચે,
ઝૂવે કો' ઝૂનાપુલ શી !
ભલે અજ્ઞાની મને કહે,
સ્વાર્થી ને અપયશિની પૂરી !
અજ્ઞાનીના ઓરતા નહિ !
પધાર યુવરાજ, વિજય કર !
પૃથ્વીને આપ પ્રજ્ઞાનના રાહ "

અને રામ યુવરાજ,

પધાર્યાં માતૃઆશિષ લઈને.
પ્રજ્ઞાનનાં જાણે પુણ્યવંતાં પૂર,
જ્ઞાનના કો' મીઠા મહેરામણ,
જ્ઞાનસગુણા એ મહાસાગર શા !
જ્ઞાની રાણી નિરખીનિરખીને,
અજ્ઞાનીથી ધડક્યાં ભડકી,
" શું રામવનવાસ કૈકેયી માગશે ? "
ત્યાં મંથરા આવી.
દાસી કૈકેયી મહારાણીની એ.
" મહારાણીજી ! શા આનંદઉત્સવ આ છે,
અયોધ્યાનગરીએ ? "
" રામરાજ્યાભિષેક દાસી મારી !
રામ મારો અયોધ્યાધીશ થશે !
મહારાણાજી વાનપ્રસ્થાશ્રમ ગ્રહશે.
વનમાં રહીશું મઢુલી બાંધીને,
સરિતાનાં પીને નિર્મળ નીર.
રાજરાજેશ્વરી કૌશલ્યા મહારાણી,
વનની વનવનેશ્વરિણી બનશે.
વનદાસી હું ને સુમિત્રા બનશું !

બનીશ ને મથરા, તુ જાનકીની દાસી ?"
" મહારાણીજી ! હુ બનીશ યુવરાજ્ઞીની દાસી !
સદાય શિરોમાન્ય આપઆજ્ઞા મને "
કેમ ન બોલે મથરા ?
यथा राजा तथा प्रजा।
યથા રાણી તથા દાસી !
દાસત્વ એણે સેવ્યા'તા,
મહાજ્ઞાની કૈકેયી મહારાણીના.
પણ ત્યા ?
દેવોએ સરસ્વતીદેવીને પ્રાર્થ્યાં
અયોધ્યા પધારી મથરાજીભે વસ્યા !
ઉનટાસુનગ એ વેણુ વદી.
મનમા મનક્યા કૈકેયી મહારાણી !
अमिथ्या भावि
મહામાયાવી મહારાણીજી પછી,
ક્રોધભવને માનનમાયા કરવા પધાર્યાં.
પછી ક્રોધભવનનો કોપ,
જાણ્યો પૂરો ગય દશરથે
" આનકા તે શા કોપ આજ રાણીજી ?"

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ !

કૈકેયી તો માનીતી રાણી.
ભર્યાંછલ્યાં એનાં છલકાય,
સૌંદર્ય સોહંતાં પૂરાં.
પ્રાણાધારને જીતતી એ,
પ્રણયના લાસ્યેલાસ્યે,
પ્રસન્નમુખી એ લાવણ્યમયી.
અધિક પ્યારી અયોધ્યારાજનને.
એથીયે અધિકા રામ યુવરાજ પ્યારા.
અને રિસામણાં-મનામણાં રંગે ચડયાં !
કૈકેયીએ થાપણ– બે વરદાન માગ્યાં,
જેની થાપણ વર્ષોજૂની હતી.
ઇંદ્ર સાથે અયોધ્યામહારાજા,
રણસંગ્રામે રણે ચડયા હતા.
કૈકેયીરાણી સારથિની બન્યાં હતાં,
પછી મહારાજાજીએ બે વચન-
પ્રદાન કર્યાં કૈકેયી મહારાણીને,
અશ્વકળાની પ્રશંસનીય રીતે,
રથસારથિની કૈકેયી મહારાણીને,
જે વણમાગ્યાં આજલગીનાં,

માગ્યાં કૈકેયી મહારાણીએ,
માગીમાગીને ભયંકર માગ્યાં !
ઘોર આંધી અયોધ્યાનગરીએ છવાઇ.
મહી મંડાણાં કાળના તાંડવ !
જાણે ઉછળ્યો શોકાગારસાગર !
શું પ્રલય કરશે રઘુકુળરાજનો ?
' રામ યુવરાજને અરણ્યવાસ !
ભરતને રાજ્યાભિષેક !'
શું સર્વ નગરજનહૈયે એ જ બોલ ?

' રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રામયુવરાજ પિતા કને પધાર્યા,
ત્યાં માતા કૈકેયી વદ્યા,
" રાઘવ ! અરણ્યે જવાની પિતૃઆજ્ઞા.
વનવાસી બનવાની વલ્કલ પહેરી !
ચૌદ વર્ષ રહેજે વનમાં !
ભાઈ, ભરત રાજ્યધુરા ધરશે ! "
રામ યુવરાજે કરવંદના કરી.
ત્યાં વદ્યાં કૈકેયી રાણી,
" રામ ! તારો ધર્મ સંભાળ !

આજ્ઞાપાલક વનમાં જા !
જઈશ ને સત્વર... ?"
"માતાજી ! જઈશ ન જઈશની શંકા આપહૈયે ?"
'રઘુકુળબાળ પિતૃઆજ્ઞાધીન છે !'
અને રામયુવરાજે...
માતાપિતાની ચરણરજ ધરી,
આજ્ઞા લીધી કરવંદના કરીને.
પછી પધાર્યા કૌશલ્યામહેલે
શોકસાગરે કૌશલ્યા મા ડૂબ્યાં !
ત્યાં રામ યુવરાજ કર જોડી વદ્યા,
"માતાજી ! શોક હરો ને ધૈર્ય ધરો.
પ્રમાણવચન પિતા-આજ્ઞા.
રઘુકુળબાળ સદાય અપનાવે !
આજ્ઞા દો માતાજી, વનગમનની !"
પણ કેમ આજ્ઞા દે કૌશલ્યા માતા ?
અનેરાં પ્રાબલ્ય માતૃપ્રેમનાં.
અવનિ જેટલાં સર્જનજૂનાં !
"નહીં... નહીં..."
બહુબહુ યે ના કહી

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

કૌશલ્યા રાજરાજેશ્વરીએ.
માતૃહૈયાના પુત્રપ્રેમભાવે.
પણ વેદવાક્ય શે અફળ
આજ્ઞાપાલક રઘુરામનો બોલ,
પળાતો લાગ્યો માતૃહૈયે,
કે નિશ્ચય વિચરશે વને રામ !
જનારને સૌ આશિષે,
કેમ ન આશિષે કૌશલ્યા મા ?
આશિષવેણ માતા વદ્યાં
" ભાગ્યવાન એ વન બનશે,
જ્યાં પધારશે રઘુવંશયુવરાજ !
રક્ષાબંધન દેવાનું રહેશે,
આશિષવચન એ છે મારું !"
હૈયે આશિષી માતાએ પછી,
બાળારામનાં ઓવારણાં લીધાં.
યૌવનવંતા રામ યુવરાજ,
સદા બાળક માતૃહૈયે.
સર્જનજૂની માતૃભાવના.
સુમિત્રા હૈયે યે એના ભાવ.

ગૃહ-સંસારની સોહંતી રીત,
માતા કે અપરમાતા પછી.
માતૃહૈયે પુત્રને ચાહે.
એ પધાર્યાં કહાણી સુણી,
કે રામને મળ્યાં વનનાં રાજ
અયોધ્યારાજને સાટે !
કૈકેયીની કારમી માગે.
મહામાયાવી કૈકેયી રાણી.
સુમિત્રાહૈયે એના અવતારની,
અણુજાણુ જાણ હતી અણસમજી.
એ જાણુની રાહેરાહે, પછી
પુત્રભાવનાધીન સુમિત્રા રાણીએ,
બહુબહુ યે કૈકેયીને કહ્યું.
भावि अमिथ्या ।
ઘોર દુ:ખ ભરતને ઘેરશે.
ભરતજીનો ભરત ભ્રાતૃપ્રેમ,
*લગીરે ન ઓળખ્યો’ર આ—જનેતાએ,*
અપરમાએ પૂરો ઓળખ્યો !
ત્યાં યુવરાણી સીતા પધાર્યાં

પ્રતિજ્ઞામંડલમ્

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

પાલવ ઢાળી પાયલાગણાં કરતાં.
" अखंड सौभाग्यवती भव । "
આશિષબોલ કૌશલ્યા-સુમિત્રા,
વદ્યાં વહુરાણીને આશિષનાં.
પછી આજ્ઞા લઇ અયોધ્યાયુવરાણી,
કરવંદનાએ યાચતાં વદ્યાં,
" માતાજી ! કૃપા કરી આજ્ઞા આપો.
રાઘવેંદ્રની હું ચરણદાસી !
રાઘવેંદ્રને વનનાં રાજ,
માતા કૈકેયીએ વરદાને માગ્યાં !
હું માગું આપચરણે યાચી,
પાલવ મારો પાથરીપાથરીને,
કે વનસંગાથની આજ્ઞા આપો.
મારા સૌભાગ્યની રક્ષા આશિષો ! "
" બેટા ! સદા રક્ષા
સૌભાગ્યની તારા,
કરશે જગપાલણહાર.
આશિષ એ અમારી છે.
પણ કપરા વનના વાસ બેટા ! "

" માતાજી ! કપરા પણ પ્રાણનાથસંગે,
સદા લાગે હુને સહેલા !
અનુગ્રહ કરી અનુજ્ઞા આપો. "
" બેટા ! પરણી તો સાસરે પધારી,
સુખની મીઠી છાંયમાં.
નથી દીઠા દુઃખના તડકા તેં ! "
" માતાજી ! સુખદુઃખ મેં દીઠાં છે ! "
" બેટા ! પારકાનાં આજ લગી,
પણ નહીં પોતાનાં !"
અશ્રુધારા માતૃનયને વહી !
લૂછી એ જનકદુલારીએ,
પુત્રી શી પાલવછેડલે :
" માતાજી ! આર્યપુત્રે પારકાનાં સુખદુઃખ,
પોતાનાં કરતાં અધિક જાણ્યું,
શીખી છું એમના સાન્નિધ્યમાં ! "
" બેટા ! નથી અજાણ્યું અમથી એ,
પ્રજાદુઃખ તમે પોતાનાં ગણતાં,
એમના સુખે આનંદતાં તમે,
પણ વનના વાસ વસમા બેટા ! "

" માતાજી ! વસમા નહીં સતી નારીને.
આણુધારની સગેના વસવાટ
અરણ્ય હોય કે એથી યે કપરા.
આજ્ઞા આપો તો સદેહે વનમાં જાઉં,
નહી તો દેહ તજી આત્માથી જાઉં ! "
અયોધ્યાયુવરાજ્ઞીના બોલેબોલે,
નેત્ર કૌશલ્યામાતાનાં દ્રવ્યા.
શ્રાવણમેઘની નેત્ર ધારાવલિ !
ભાદ્રપદમેઘ સુમિત્રાનયને વહ્યા !
વહ્યાવહ્યા જાણે અખંડ ધારા શા.
ત્યા લક્ષ્મણજી ક્રોધે ભર્યા પધાર્યા.
કહ્યાં કહ્યાં ને બહુ વચનો કહ્યાં.
રામરાજ્યાભિષેક ને લખમણના રખવાળાં કહ્યાં.
" રામ નહી થાય તપોવનયુવરાજ ! "
પણ પછી રામ ભગવાન વદ્યા,
" વત્સ ! અમિથ્યા એ કાળપ્રમાણુ !
વનમાં જઇ હું વનવાસ સેવીશ,
ઋષિ–મુનિઓની કરીશ સેવા."
" પ્રભો ! હું કોની સેવા કરીશ ? "

" તું ? માતૃસેવા, પિતૃસેવા કરજે;
પ્રજા-પાલન અયોધ્યાનાં કરજે ! "
રામબોલે સુમિત્રા રાણી વધાં,
" યુવરાજ ! સદા સેવક તારો લક્ષ્મણ,
વન પધાર કે ગિરિટોચે,
બાંધવ-જોડલી અણતૂટી તમારી.
રામ-લક્ષ્મણ સદા સંગાથે ! "
સુમિત્રાવેણે લક્ષ્મણ હર્ષ્યાં,
કરવંદના માતાને કરીને વધ્યા,
" માતાજી ! આજ્ઞા ! "
" બેટા ! ભ્રાતની સેવા કરજે;
પિતાયાદે ઝૂરતો ના;
રામભ્રાતને પિતા માનજે ! "
" આજ્ઞા માતાજી ! "
" બેટા ! હું માતાનાં સ્મરણાંએ
જનકનંદિની સેવજે,
માનજે જનેતા તારી;
અયોધ્યાનાં સ્મરણાંએ વન-આશ્રમે રમજે.
બેટા ! ધર્મ સંભાળજે.

બાળ તું રઘુકુળનો ! ”
માતાસુમિત્રા વદ્યા
આર્ય માતૃભાવનાનો અનંત બોલ.

અને વીર લક્ષ્મણે
ચરણવંદના કરી ને ચરણરજ ચડાવી,
વનમાર્ગ લીધા વલ્કલ પહેરી !
‘ શું રામ યુવરાજ વનમાં પધાર્યા ? ’
માનવસાગર ઊછળ્યો,
અયોધ્યાનગરી તજીતજીને !

રામ પ્રજાભિનિષ્ક્રમણ

નગરજનને હૈયે યુવરાજપ્રેમ,
અનેરો પૂર્ણ ભાવનાએ.
નગરજનહૈયે રામયુવરાજ રમતા,
ને નગરજન રામયુવરાજહૈયે
પ્રજાબોલ એ રામધર્મ હતો,
રામઇચ્છા એ પ્રજાબોલ હતો !

રામ-લક્ષ્મણ-જાનકી પધાર્યાં,
તમસા નદીને કાંઠેકાંઠે.

વહેતાં એ તમસાનાં નીર,
વાતા સમીરની ઝૂલતી લહેરખડીએ,
ઝૂલ્યા'તાં વાલ્મીકિજીનાં જ્યાં,
સાહિત્યવંતા રામના કવિત.
અમર એ બૃહદ્ આર્યાવર્તે,
ઝણઝણે છે એના સાદ,
કે જ્યા છે સંસ્કૃતિના સાદ.
સદા અમર ત્રેતાયુગેથી,
સર્જનજૂના ઇતિહાસના સાદ
તમસાના નીરને આરે
ફળાહાર કરી રાત્રિએ પોઢ્યાં.
પણ ન પોઢ્યા લક્ષ્મણવીર.
જિતે દ્વિપયોગ લક્ષ્મણજીને સાધવો,
અન્નનિદ્રા ત્યાગીત્યાગીને.
વીતંતાં ચૌદ વર્ષનાં વ્હાણાં લગી
આરાધના અખંડ બ્રહ્મચર્યની કરીને !

અને ઉષા ઊગી...
નવરંગ ઓઢણીના રંગેરંગે,

રામ
પ્રક્ષાભિનિષ્ક્રમણ

પ્રણયભીની ભાનુરાજરાણી,
ડોલંતી પ્રણયમદડોલવણીએ.
પાલવડાના ચીરને ઢાંકતી,
ઢાંકતી રાત્રિના રમણવિલાસને,
નીતરતી માઝમરાતના નેહ.
રંગભીની પૂર્વમહેલેથી પધારી,
મોણલાં સેવતી રાત્રિનાં,
મલપતી મલકતી જાગતી.
*પણ નહોતાં જાગ્રત્ અયોધ્યાનગરજન હજી.*
શું એમને યે વનવાસ સેવવો હતો,
" રામયુવરાજ સંગાથે ?
" **રાજ્યધર્મ, પ્રજાનુરંજન, લોકારાધના ।**
નગરજનસુખ નિત્ય વાંછવું.
ચાલ ભ્રાત, છાનાં પ્રયાણે.
મોડી પ્રભાતે પોઢેલાં ઊઠશે,
આગ્રહ ધરી સંગાથે આવશે !
તો વત્સ, રથ આજ્ઞા દે. "

મહાભિનિષ્ક્રમણ મંડાણાં.

રથ સિચર્યો વનને માર્ગે.
ઉષાના નવરગ અજવાળે,
માફો ઓઢી ઉષાતેજઓઢણીનો,
પંખીકલરવના નાદેનાદે,
અરણ્યની વસમી વાટે.
કોશલભૂમિ રામયુવરાજે તજી
વનવૃક્ષ–રણવગડાના પ્રયાણ
મધુરા કલરવ વન પંખીડાના
કાંઠે પંથી રામરથ ચાલતો,
સાદ સુણાવતો રામ–મહાભિનિષ્ક્રમણના
રથચક્રેચક્રે સાદ નીકળતા,
કે વનઉદ્ધાર કાજે રામપ્રયાણ હતા
પછી રામરથ ભાગીરથીગંગાએ પહોંચ્યો
ગંગાના જળ મદઘેના વહતાં
કાંઠે ડોલતા મદઘેલા માતંગ.
વનરાઇની કુંજે વનબોલ ગુંજતા
વૃક્ષવેલના વીંટાળા હતા.
મહીં પુષ્પના મીઠા પરાગ,
એથી યે મીઠાં તપેશ્વરીના તપપુણ્ય !

પ્રતિજ્ઞામંડલમ્

ગંગાતટ-તપોવનેથી આત્મમકરંદ દેતાં

પછી યોગગંગાને કાંઠેકાંઠે,
પંથે પડ્યા રામ-લક્ષ્મણ જાનકી
ત્યાં નાવ નિરખી ખેવટ તરૈયાની.
" ખેવટજી ! ગંગાપાર અમ વનવાસીને કરો.
ગંગાપટના તમે તરૈયા
તમે તરો ને પથિકને તારો !
પાર ઉતારશો ને ખેવટજી ? "
રામબોલે ખેવટ મરક્યા,
" પ્રભો ! મુજ નાવ પાલનહાર મારું,
નારી બને આપચરણરજે !
આપચરણના અનેક પ્રભાવ
શ'યા મટાડી આપે અહલ્યા કરી !
તો કૃપાનિધાન !
ચરણ ધોઇ આપને પાર ઉતારું ! "
પછી ગંગાનીર કથરોટે ભરીને,
ચરણકમળ ખેવટજીએ ધોયાં.
ચરણામૃત લઇ નાવમાં બેસાર્યાં.

" પ્રભુ ! આપને તારૂં હું ગંગા પર,
अहं तु नद्या: परिपारकर्ता ।
त्वं चै भवाब्धे: परिपारकर्ता ॥
ભવસાગરે આપ મને તારો !
તારણહાર આપ ત્રિલોકના ! "
" ખેવટજી ! સત્ય ધર્મ ને સદાચરણ,
પ્રમાણિક નિર્વાહ એ પુણ્ય માનવધર્મ.
ધર્મનયાથી જગ તરશો ખેવટજી ! "
અને રામ-લક્ષ્મણ ને જાનકીજી,
દક્ષિણકિનારે ગંગાપાર ઊતર્યાં.
ઊતરી કર્યાં વનના પ્રયાણ.
સૌંદર્યનિરીક્ષણે વટાવ્યા મહાવન.
પછી ગંગાયમુનાના મધુર સંગમે,
બે સરિતાની અખંડ ધારા વહેતી.
નિર્મળાં નીર ગંગા સરિતાનાં,
નીલરંગા યમુનાના જળ
" આર્યપુત્ર ! શા શા પ્રભાવ ગંગાયમુનાના ? "
" દેવી ! અનેરા પ્રભાવ કૈલાસસુંદરીના.
ભગીરથતપે આર્યાવર્તે પધારી.

પધારતાપધારતા મહાપ્રભુને નાખ્યા,
કે પાતાળે જાય ભૂમિએ પધારી
મહાનગિયા ગ ગોત્રીના વહેણુ !
પછી કૈલાસેશ્વર જટાધારી ઊભા,
ગ ગા ઝીલ્યાં જટાજૂથમા
ઝીની કૈનાસે બેઠા,
શ્રમ ઉતારવા ગ ગાઝીનણાનો
ઝીની હિમાદ્રિએ પાઠવ્યા,
આર્યાવર્તની પુણ્યભૂમિએ
અનેરા પ્રભાવ ગ ગા સરિતાના, દેવી !
યોગ સધાવે આહલેક જગાવીને
નિરખ્યા ને જાનકી, આહલેકના અખાડા ? "
" આર્યપુત્ર ! અને યમુનાના પ્રભાવ ? "
" દેવી ! યમુનાના તો અનેરા પ્રભાવ !
ત્રેતા વીતી દ્વાપર યુગમા,
જ્યારે ધરા આનદવિહોણી હશે,
પધારશે આનદસ્વરૂપ આનદ રેડના !
વ્રજભાન ને નદગાંવ યમુનાકાંઠે હશે !
વેદની શ્રુતિઓ ગોપી રૂપે પધારશે,

અને આનંદરાસ હેલે ચડશે !
દેવી ! વૃશભાનદુલારી ને નંદદુલારાના રાસ,
રસ રેડશે રસહીન માનવજીવનમાં ! ”
અને ગંગાજમનાના માહાત્મ્ય સુણી,
જાનકીજી હૈયે હુલાસ્યાં !
હુલ્લાસતાં હુલ્લાસતાં ભારદ્વાજ–આશ્રમે,
મહર્ષિએ રામ-જાનકીને સત્કાર્યાં
ભારદ્વાજનાં ભર્યાંભર્યાં તપ.
પછી સંધ્યા વીતી ને રાત્રિ પ્રસરી.
રજની વીત્યે ઉષા ઊગી
ભારદ્વાજ મુનિની માર્ગસૂચનાએ પછી
ચિત્રકૂટપ્રયાણ રામભગનાને માંડયું
પછી યમુનાને આરે
ખળખળ વહેતાં યમુનાનાં નીર
મહીં તરતી રામનૈયા,
કાંઠડે ડોલતી પહોંચી,
હેલા હૈયાના દેતી
પછી વનવિહાર ફરી મંડાણા
એ વિહાર ઋતુ વસંતના.

પ્રતિજ્ઞામંડલમ.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

વસંત પ્રસરી વનશ્રીનાએ,
વસંનિયા રંગ પુષ્પદેહે પૂર્યા.
વસંતઓઢણી સૃષ્ટિએ ઓઢી.
વસંતખેલ મયૂર–દેનમાહેયે
પણ રામ–સીતા–હૈયે ?
વસંત તો સદા યે બેટેની
વસંતપ્રજ્ઞાનના મટી નાટારંભ,
અનંત નિરખેના પ્રજ્ઞા–ચક્ષુએ.
પછી ચિત્રકૂટના શોભીના સૌંદર્ય–
નિરખ્યા સૌંદર્ય રંગભીના
સૌંદર્યેસૌન્દર્યે જ્ઞાનસૌરભ,
નૈસર્ગિક સૌંદર્યના રાગેરાગે.
પછી ચિત્રકૂટે વાલ્મીકિ–આશ્રમ.
પ્રજ્ઞાને પિછાણુ રામચંદ્રજીએ કરી,
મુનિ વાલ્મીકિજીની સંગે પૂરી.
મહાભિનિષ્ક્રમણના મહાસાદ પછી,
મહા મુનિવરજીને રામચંદ્રજીએ કહ્યા.
સુણી હસ્યા અંતરજ્ઞાની મુનિ
આર્ષદ્રષ્ટા રામજન્મ પહેલાના એ.

પ્રીછ્યું હતું એમણે પ્રજ્ઞાનચક્ષુએ.
તારા, ચંદ્ર ને નક્ષત્ર ગણુનરીએ,
કે અવતારી પધારશે અયોધ્યાનગરીએ.
મિથિલાનગરીએ અવતારિણી પધારશે.
પ્રજ્ઞા-પાંખાળાં એ બે ઊડશે,
આર્યાવર્તે અર્પી નર–નારીના આદર્શ.
ખોલશે મહાભેદ મહાભિનિષ્ક્રમણુના.
' શું એ રામ મારે આશ્રમે ? '
મહામુનિ હૈયે આનંદ્યા.
રામાયણુના એ પ્રાણુ આનંદ્યા.
એ આનંદના આનંદહેલા,
નભસાગરના સમીરે ભળ્યા,
જ્યાં ઊડંતી સ્વર્ગઅપ્સરાઓ,
વિલાસના વિહારપંથે.
આનંદરોલ એ રોલી,
વાલ્મીકિનાં જીવંત પાત્રોને નિરખી,
કાવ્યે ભાખેલાંને તાદૃશ નિરખીને,
તમસાને કાંઠેકાંઠે,
કવિએ જ્યાં ભાખ્યાં હતાં,

યુદ્ધ પ્રજ્ઞાન-વિજ્ઞાનનાં,
યુગ ત્રેતાના કાળબદલે,
એ સાચા પડતા નિરખીને.
ગગનવિહારે ઊડંતા ગાંધર્વોએ,
વીણાના મધુર સૂર રેલ્યા.
ઝીલ્યા એ આકાશની અપ્સરાઓએ.
ઝાંઝર ને નૂપુર ઝમક્યાં !
આભના ગોરંભે ઢોલની થાપી પડી,
રાસ રેલાયો ભાખેલાં વેણલાંનો :

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

હાં રે, તમસા નદીને નીર આરે
—ભાખેલાં વેણ સાચાં પડયાં રે.

હાં રે, વાલ્મીકિના યોગ આરે,
—ભાખેલાં વેણ સાચાં પડયાં રે.

પ્રજ્ઞાન-વિજ્ઞાનનાં યુદ્ધ એવાં ભાખ્યાં,
હાં રે, કાવ્ય રામાયણે લખી રાખ્યાં;
—ભાખેલાં વેણ સાચાં પડયાં રે.

ઋષિ વાલ્મીકિનાં અમર જ્ઞાનદર્શન,
હાં રે, જગ વાંચી કરે આત્મદર્શન;
—ભાખેલાં વેણ સાચાં પડ્યાં રે.

હાં રે તમસા નદીને નીર આરે,
—ભાખેલાં વેણ સાચાં પડ્યાં રે.

હાં રે, વાલ્મીકિના યોગ આરે,
—ભાખેલા લેખ સાચા પડ્યા રે. .

શું ભાખેલાં ભવિષ્યવેણ સાચાં પડ્યાં એમનાં?
રઘુનંદન વનનંદન બન્યા?
જનકનંદિની વનનંદિની બની?
વનરખોપનાં લખમણનાં હતાં.
એ રખોપિયા લક્ષ્મણે પછી
આશિષ માગી રામાયણના આર્ષદ્રષ્ટાની:
" પ્રભો! આશિષ આપો... "
" આશિષ? સદા આશિષ એમને છે,
પરિક્ષતના ગ્રહયોગની.
મેં વાંચી એ કુંડલી માંડી.

શમ
પ્રજ્ઞાસિનિષ્ક્રમણ

વાચ્યો ત્યાં અગમ્ય આદેશ,
અવનિક્રમના ઝરણેથી નીતરતો,
કે રામચંદ્ર યુદ્ધે ખેલશે,
પ્રજ્ઞાનના મહા સેનાપતિ બનીને !
વિજ્ઞાનને અવનિએ રોળશે,
મહાયુદ્ધનાં દુંદુભિ બજશે,
લક્ષ્મણજી ! આગમનો આ આદેશ છે ! "
આર્ષદ્રષ્ટા ભાખેલુ વદ્યા.
એ સુણી જાનકીજીએ,
યુદ્ધવિનાશના બોલ પ્રશ્ન્યા,
" પ્રભો ! કયાં લગી સંહાર સૃષ્ટિએ ?
અજ્ઞાન વિજ્ઞાનનાં યુદ્ધ ક્યાં લગી ? "
પ્રશ્ન સુણી પ્રભુલા વદ્યા,
" જાનકીજી ! યુગયુગનો બોલ આપે પ્રશ્ન્યો.
નિર્માણ છે આ અવનિએ,
પ્રારબ્ધની સોગઠાંબાજીનાં,
ચડઊતરે પ્રારબ્ધનાં પૂર,
જેમ અમાવાસ્યા ને એકમનો ચંદ્ર.
પછી વધી એ પૂર્ણ પ્રકાશે,

સોળ કળાએ પૂર્ણ ખીલેલો.
વધે એ જીવન પ્રજ્ઞાન જાનકીજી,
ને ઘટે એ વિજ્ઞાન !
મહામંત્ર જીવનક્રમનો.
કર્મચક્રના નિત્ય ચક્રાવે,
પુણ્યની ત્યાં વહે સરિતા.
પાપના પર્વતોના ઢગ,
જામે ત્યાં થર બાઝીને.
જ્ઞાની આત્મા વિજ્ઞાની થાય,
પ્રજ્ઞાનના પથે સંચરવા
પણ કપરા પ્રજ્ઞાનના માર્ગ.
મોહના લપસણા ડુંગરે,
ચડીચડી ફરી લપસે
લપસણો માર્ગ એ પાર્થિવ વિજ્ઞાનનો
કો'ક જ પ્રજ્ઞાનપથે સંચરે, જાનકીજી !"
અને મહામુનિ ફરી વદ્યા,
અંતર-હાસ્યના ફૂલડાં વેરી,
જે ઝીલ્યા રામ ભગવાને
" જાનકીજી ! પાર્થિવ વિજ્ઞાનના પૂરા અધિકાર,

છવાયા છે બૃહદ્ આર્યાવર્તે
સર્વ દેશનો આર્યાવર્ત સૂર્ય.
એના પ્રકાશ સર્વ દેશ ઝીને !
અમર સંસ્કૃતિ આર્યાવર્તની.
એમાં પાર્થિવતાના ગ્રહણ,
ઢાંકે છે અજ્ઞાન પંથીઓને.
એ વિદારશે રામ ભગવાન
પૃથ્વી પોકારે છે મહા સંહાર.
પાપભારને હળવો કરવાને,
પધાર્યા છે શેષાવતાર !
દશે દિક્પાળોને ભાર સોંપીને ! ”

રામ
પ્રસ્થાભિનિષ્ક્રમણ

અને ઋષિ વા'મીકિએ,
દૃષ્ટિદોર પૂરા સાંધ્યા.
શું ઝીલ્યા લક્ષ્મણજીએ ?
અને એ ઝીલાવણહાર,
રચ્યો પિયો રામાભિનિષ્ક્રમણનો.
રામના વનઅયને,
શેષ મસ્તકે ભાર ઝીલતો,

क्षीरसागरना सज्जेडला अवतारीनो,
के क्षीरसागरेथी पधार्या छे
प्रज्ञान-समीरे ऊतरीने,
जगने प्रज्ञानी बनाववा !

એ રામજાનકીનો પ્રણય-આશ્રમ
માલ્યવતી સરિતાને કાંઠે.
ખળખળ વહેતાં માલ્યવતીનાં નીર,
વહીવહી એ સાગરે સંચરતાં,
સાગરેથી પધારેલાં સાગરે મળતાં.
ઉત્પત્તિ એ જ લયસ્થાન.
શું એ મહાક્રમ સૃષ્ટિનો ?

એ ઉત્પત્તિ-લયના ક્રમચક્રે,
આત્મા ઊડયો રાય દશરથનો,
જ્યાંથી પધાર્યો હતો પૃથ્વીએ,
અવિદ્યાનાં પડળ ઓઢીને.
દેહધારી નામગ્રાહી બનીને,
આત્મકલ્યાણી, અમર આત્મા,

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

ઋણુ ચૂકવવા અવતારીનુ,
-અયોધ્યાના મહાનગરે પધાર્યો
પછી વનાભિગમન રામયુવરાજના
શુ પુત્રવિયોગે પિતા પ્રાણુ તજશે ?
શાપ હતો અયોધ્યામહારાજાને
પગે ચાલી શ્રવણુ આજ્ઞાંકિત,
ઝોળીમા બેસાડી અ ધ માતા-પિતાને,
પરિક્રમણા કરતો મહાતીર્થની
ત્યા એક સાય કાળે માત ગ માની,
બાણુ શબ્દવેધી રાય દશરથે,
છોડ્યુ તાકીતાકીને
એ લાગ્યુ શ્રવણુ આજ્ઞાધીને !
અ ધ માતા-પિતાને પુત્રવિહોણા બનાવ્યા !
પછી શાપિત બન્યા દશરથ રાય
વર્ષો વીત્યે એ શાપ ફળ્યા
ચારચાર પુત્રનો ભાગ્યવાન પિતા,
ભાગ્યહીન મરણુપથારીએ બન્યો
રામ-લક્ષ્મણુ વનવાસ પધાર્યા હતા
મોસાળ હતા ભરત-શત્રુઘ્ન

સુણ્યો એમણે પિતા-સ્વર્ગવાસ
મોસાળ તજી અયોધ્યા પધાર્યા.
પધારતાપધારતા મહાપાતક સુણ્યું,
કે ' ભરતરાજ્ય ને રામવનવાસ ! '
કૈકેયીમાએ માગ્યા !
શત્રુઘ્નનો કોપ અનલ શો પ્રજ્વળ્યો !
મંથરાને મહા માર માર્યો
પછી ભરતે કૈકેયીમાતાને કહ્યું,
કહ્યું કહ્યું ને બહુ યે કહ્યું,
પણ એ મહામાયા માતાજી
કેમ કહે અવતારીના ખેલ,
કે રામવનવાસ ને ભરતરાજ્ય,
યુગ નેતાના નિર્માણ હતા !
" માતાજી ? સેવક હું રામભ્રાતાનો
હું દાસાનુદાસ એ ભગવાનનો
વાસ કરીશ દંડકારણ્યે,
માતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરીને,
રામ પ્રભુને રાજ્યાસને બેસાડીને ! "
એમ કહી ભરતજી ચાલ્યા,

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

મહેલે પધાર્યા કૌશલ્યામાને
પછી દ્રવતા હૈયાએ માઝા મૂકી,
જેમ માઝા મૂકે મહાસાગર
મહા ભરત વિલાપ ભરતજીએ માંડ્યો.
" માતાજી ! ક્ષમા યાચવા હું આવ્યો છું,
કૈકેયીમાની કારમી માગની
એ માગે મહા ઉલ્કાપાત થયો
પિતા મારા સ્વર્ગે પધાર્યા ! "
" બેટા ! કાળ કરે છે કાળનું કામ
ભાવિના અમિથ્યા પ્રમાણું
રઘુનરશાદ્રિધિના ભાવિ ઝળકશે
શોક તજી સાંત્વન લે બેટા ! "
" માતાજી ! સાંત્વન લેશે અયોધ્યાપ્રજાજન,
સુણશે જ્યારે ભરતત્યાગ,
કે ભ્રાતૃપ્રેમે વને સંચર્યો,
જ્યાં વાટ જુએ ભરત તપ એનાં.
મહાતપ અરણ્યે માંડીશ,
રામભ્રાત રાજ્યતપ માંડશે,
અયોધ્યાના રાજ્યસિંહાસને બિરાજીને ! "

ડગ ભર્યાં ભરતકુમારે.
. ભ્રાતૃપ્રેમનો ભાગ્યધારી એ.
નિરખી રહ્યાં માતા કૌશલ્યા.
પછી દશરથરાયનુ ઉત્તરકાર્ય કરી,
ભરતજીએ માંડ્યુ દક્ષિણપ્રયાણ
જાણે વર્ષાઋતુની સરિતાના પૂર,
વહે જેમ ધોધવંતાં,
એમ વહ્યું અયોધ્યાનગરજનપૂર,
રામભગવાનને યાચના કરવા,
કે જાનકીસંગે અયોધ્યા પધારે !
પ્રયાણ એ પુનિત પંથના.
ભરતજી ગંગાતટે પધાર્યા.
પુણ્યવંતા ગંગાતટે પછી,
પરલોકવાસી પિતા કાજે,
નિવાપાજંલિ તેમણે અર્પી.
અર્પીને ભારદ્વાજ—આશ્રમે,
ભેટ થઇ ભરત-ભારદ્વાજની.
મહામુનિએ મહાબોલ કહ્યા,
" અમિથ્યા એ કાળપ્રમાણું !

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

આર્યભૂમિનિષ્ક્રમણ રામભગવાનનું.
આર્યભૂમિને પ્રસ્થાન આદર્શ,
ભરતબંધુ રામચંદ્રજી દેશે !"
અને ભરતજીએ કરવંદના કરી,
પ્રયાણ માંડયાં ચિત્રકૂટનાં.
ચિત્રકૂટ ને મદઘેલી મંદાકિની,
ડોલતાં બેય સૌ દર્યવંતાં !
મહી રામ-જાનકીનું જોડલું,
ડોલતું આત્મસૌ દર્ય—નાદે !
મંદમંદ ત્યા સમીર વાતા,
વહેતા ધીરાં મંદાકિની—જળ !
શાંત શાંતિના સમથળ વહેણે
ત્યાં અશાંત બોલ રામપહેરેગીરનો ,
લાડકડા જાનકીદિયરનો,
સુણ્યો રામભગવાનાએ,
" પ્રભો ! મહાસેનાના વંટોળ જાણે,
ચઢાવ ચડે છે ચિત્રકૂટનો.
ઋષિ-મુનીશ્વરનાં તપોવિહારધુને,
કહો તો ધરતીએ ઢાળુ ! "

લક્ષ્મણબોલે રામભગવાન હસ્યા,
" વત્સ ! એ ભરત ભ્રાત આપણો,
અયોધ્યાએથી ચિત્રકૂટ પધાર્યો.
પાવન થા ભેટી એને
ભરત યોગી એ ભારતનો ! "
અને રામભગવાન ને વિદેહદુલારી,
પર્ણશાળાએ પ્રસન્ની ઊભા.
ત્યાં ફરી લક્ષ્મણ વદ્યા,
" પ્રભો ! કૈકેયીપુત્ર ભરતભાઇ,
રાજ્યલોલુપના એમને હૈયે.
કારસ્થાની એ માત-પુત્ર !
આજ્ઞા આપો તો ધરતીએ ઢાળું ! "
" વત્સ ! ભરતને ધરતીએ કયો લક્ષ્મણ ઢાળે ?
મહાબળિયો એ મહારથી.
સો સો રામ ને સો સો લક્ષ્મણ,
ભેગા થઇ જો સંગ્રામ માંડે,
તો પણ અજિત એ ભરત અનિરથી !
વત્સ ! અહંકાર તજી સત્કાર કર.
ભાઇલો એ આપણો ! "

એ ભરત-ભેટ !
બે સરિતા ભ્રાતૃપ્રેમભરી,
નીરસૂકી ગ્રીષ્મકાળની જાણે,
વર્ષાએ અધીરીઅધીરી વહે.
વહેતીવહેતી એ બે પછી,
બે મટી એક બને,
તેમ ભરત ને રામભગવાનની,
હૈયાન્ઊર્મિં વિયોગભરી,
ઉરવારિધિ ચંદ્ર ઉછાળા શી,
શુ આજ મળી આટઆટલા વિયોગે ?



જોડલી એ ચાર બાંધવની,
સૂર્યકમલ ને ચંદ્રકુમુદ સમ
હેતે મળી હૈયે ભેટી.
પણ ભેટતાંભેટતાં ભરતહૈયું,
ભાંગીભાંગી ભોયે પડ્યું !
વ'ક્લવસ્ત્ર નિરખી રામ-જાનકીનાં.
લક્ષ્મણના વલ્કલમા લાડ,
શું વણુવડાવ્યાં અરણ્યે સૂકાશે ?

નિસ્તેજ જેમ આભનો મહાભાનુ,
પૃથ્વીએ પડે નભમંડળેથી,
તેમ ભરતભ્રાત રામ-લક્ષ્મણનો,
ભૂમિએ ઢળ્યો આકાશભાનુ શો !
' શું ભરતજીને મૂર્છા... ? '
અશ્રુ સારતાં જાનકી વદ્યાં,
" દેવરજી ! આર્યપુત્રના તમે ભ્રાત.
શું જ્ઞાનીનેય આટઆટલા ઓરતા ?
ભરતજી ! ધર્મ સંભાળો !
સ્મરો તમારું મહા ભરત તપ !
શું આટઆટલા તપે ભરતજી અજ્ઞાની રહ્યા ? "
" માતાજી ! અજ્ઞાની હું આ લોકનો.
તપ મારાં તપોવને રહ્યાં.
ભરત તપ એ રામભ્રાતનું.
જાનકીમૈયા, રામકૃપે ભરત ઊગરશે હો ! "
ભરતજીએ કરવંદના કરી,
રામભ્રાતહૈયે રમતાને :
" પ્રભો ! યુવરાજ મટી આપ,
રાજરાજેશ્વર અયોધ્યાના થયા.

રાજરાજેશ્વરી જાનકીજી થયાં !
પિતા દશરથ પરલોકગામી થયા !
પાપમ ભાંરણા એ કૈકેયીમાનાં !
પ્રાયશ્ચિત્ત હું એનાં કરીશ,
વનવનના પંખીઓને કહીને,
ચોપગાં વનપશુને કહીને,
બેપગનાળાં તપતપેશ્વરીને કહીને,
કે એક—એક માતૃપુત્ર હતો,
કર્યાં એણે માતૃપાતકનાં,
પ્રાયશ્ચિત્ત સ્મરીસ્મરીને.
પ્રભુ ! અરણ્ય તજી અયોધ્યા પધારો.
વિનતી એ છે ભરતની
પધારશો ને પ્રભો ? "
ભરત અટક્યા કર જોડીને,
રામ ભગવાન કરે આશિષતા વધા,
" ભરત ! પિતૃઆજ્ઞાપાલક રઘુકુળરામ,
ચૌદચૌદ વર્ષ વનવાસી રહેશે !
ભરત ભોગવશે અયોધ્યા રાજ્ય !
વત્સ વચન પ્રમાણ એ પિતાઆજ્ઞાનું ! "

" પ્રભો ! અશક્યનું શક્ય વણ્યા આપ.
માઝા જો સાગર મૂકે,
રસાતાળ આ સૃષ્ટિ જાય,
તો ભરત ગ્રહે અયોધ્યારાજ્ય ! "
ભરતમનડે કાળમેઘ મંડાણા
દુઃખના ઊમટયાં ભરતહૈડે તાંડવ
વસંત ઋતુએ વર્ષા ઊતરી જાણે !
અશ્રુમેઘ ભરતનયને વણ્યા !
વણ્યા વણ્યા ને અણુઅટકયા વણ્યા !
પાવવે લૂછ્યા જાનકીજીએ,
" ભરતજી ! ભ્રાત આર્યપુત્રના તમે
આર્યપુત્રબોલ એ ધર્મ તમારો.
ધર્મ પાળો તમે ધર્મજ્ઞાની. "
" માતાજી ! માન્ય વચન આપનું મને,
પણ ફરીફરી આપને પ્રાર્થું,
ભરત-અરણ્યવાસ ને રામરાજ્યાભિષેક !
બે કાર્ય સંગાથે સરે,
પ્રાયશ્ચિત્ત કરે માતા-પાતકનું પુત્ર,
અયોધ્યાએ રામરાજ્ય સ્થપાય ! "

ભરત અગ્રજ્યા ને રામજી વદ્યા,
" વત્સ ! અયોધ્યાએ ભરત ભાઇ મારો,
રાજ્યધર્મે, રામરાજ્ય સ્થાપશે
રામરાજ્ય નિરામરાજ્ય બનશે
બનાવશે ભરત ભ્રાત મારો !
હૈયાવિરામ પ્રજાને આપીને !
राजधर्म प्रजानुरंजनम् ।
રાજ્ય કરજે તુ પ્રજાઇચ્છાએ.
પ્રજાઇચ્છા એ રાજાબોધ
મહાન સૂત્ર એ રાજ્યધર્મનું !
યોગી રાજા પ્રજા પર રાજ્ય કરે,
લોલુપતા ને લાલસા તજીને
રાજા રખવાળ સદા પ્રજાનો
બોલ એ આર્યસંસ્કારનો
રાજ્યભંડાર સદા ભરેલો રહે,
સુરાજ્યની એ રિદ્ધિ સિદ્ધિ.
વહે ભંડાર પ્રજાકરે,
જેમ સરિતાનહેણુ સાગરે વહે !
સાગર એ પ્રજારાજ્યનો.

વર્ષા બની એ ફરી વરસે,
વરસી વરસી રાજ્યભંડાર ભરે.
ભરેલાના એ ઉપયોગ,
ઉપભોગ પ્રજા–અનુરંજનાર્થે !
ભરત ! તુ ભ્રાત મારો,
સદા આજ્ઞાધારી, સદા કહ્યાગરો,
ભ્રાતૃવચન હેતે પાળ,
આજ્ઞા મારી શિરોમાન્ય રાખ.
ભરતખંડનો ભાગ્યવિધાતા તુ !
મહી રામરાજ્યના ઋણુ રાખજે. "
" આજ્ઞા પ્રભો ! પણ પ્રાર્થના મારી,
શિરોમાન્ય આદેશ આપનો.
રામરાજ્ય ભરત સ્થાપશે
પાદુકા આપની રાજ્યાસને સ્થાપી,
નિત્ય પૂજશે સેવક આપનો,
રામરાજ્યના અખંડ આદર્શ આપી !
પ્રજાઇચ્છાના પૂરેપૂરે
રામરાજ્યનું હોડ્યુ તરશે !
શત્રુઘ્ન ને અમાત્યોની સહાયે,

રામ
પ્રજ્ઞાસિનિષ્ક્રમણ

પ્રજાસભાના પૂર્ણ સાદ હશે !
ભરત નિરખશે કે ન્યાય છે ત્યાં,
નિહાળી એ રામરાજ્યસેવક,
મહા તપશ્ચર્યા નંદીગ્રામે કરશે,
વિલાસ, નિદ્રા તજીતજીને !
પુત્રી આપની કૌશલ્યામાની સેવા કરશે ! "
" કોણ માંડવી ભરતજી ? "
" માતાજી ! માંડવી કરશે કૌશલ્યામાની સેવા !
ઊર્મિલા સુમિત્રામાની સેવા કરશે ! "
" ત્યારે કૈકેયીમાતાજીની ? "
પ્રશ્નવેણુ જાનકીજીનાં સર્યાં.
ઉત્તરવેણુલાં રામજીએ કહ્યાં,
" દેવી ! કૈકેયીમાતાએ આદર્યા છે તપ,
ચૌદચૌદ વર્ષ તપોદ્યાને રહેશે,
અન્ન, જળ ને નિદ્રા ત્યાગીને !
સમાધિસ્થ એ રામ નિવડાવનારી.
મહા યોગ એ મહા વીર માતાનો.
રામજન્મદાત્રી કૌશલ્યા માત !
રામ નિવડાવનાર કૈકેયી માત !

વત્સ ભરત ! તારો ધર્મ સંભાળ.
આર્યાવર્તનો ભરતખંડ કર.
आशिषोऽज्ज्वलो भव भ्रातर् ।"
"એ જ આદેશ પ્રભો ?"
અને રામ–આદર્શ રામચંદ્રજીએ આપ્યા,
નિરુપાયે ભરતજીએ સ્વીકાર્યા,
રામપાદુકા લઇ અયોધ્યા પધાર્યા.
રામરાજ્યને ભરતનાં રખવાળાં !
ભરત ગયા પણ ન ગઇ પૂર્ણ અયોધ્યાનગરી !
રોજરોજ માનવનાં ટોળાં,
આવતાં રામવિનવણે,
"રામ પધારો વનવાસ તજીને !
વિહોણી અયોધ્યા અલૂણી,
સલૂણી વસવશે રામ ભગવાન વિના."
શું વનવાસીને આમજંજાળ ?
લોકજંજાળ રામભગવાને મૂકી,
આગે પ્રયાણ ચિત્રકૂટ તજીને,
કરતાં અત્રિ–આશ્રમે પધાર્યા.

પ્રતિજ્ઞામંડલમ

મહા મુનિ અત્રિજી.
તપોવનના પૂર્ણ પુણ્યે એ,
આધિ–વ્યાધિ–ઉપાધિ તજીને,
હેતે મળ્યા રામભગવાનને!
પછી અન્–નહી અસૂયા–અનસૂયાજી !
દ્વેષરહિત એ મુનિની,
મહાતપસ્વિની તપોધર્મ સહચારિણી
સ્નેહે ભીના હૈયે ચાંપ્યા જાનકીજીને !
નારીહૈયાની સર્જનજૂની વાત કહેતાં.
પછી પતિવ્રતા નારીના પાઠ,
પૂરા કર્યા વિદેહકુમારીને
મહા પતિવ્રતા એ તપસ્વિની !
પહેલા એક દિવસની એ વાત,
સતીત્વનાં પારખાં મંડાણાં.
બ્રહ્માણી, કમલજારાણી ને મહેશ્વરીએ,
મહા મોટા અહંકાર કર્યા,
સતીશિરોમણિની અહંભાવનાએ !
ત્યાં પધાર્યા વીણાધારીજી,
' નારાયણ હરે... નારાયણ હરે... !'

અહંકાર એમને ટાળવો હતો,
કે સ્વર્ગ કરતાં પૃથ્વીએ સતીઓ,
ઓછી નહીં લગીરે તલભાર !
અને અહંકારદમનના રાહે,
ત્રણ દેવકોટિની એ ભાર્યાને,
નારદમંત્ર નારદજીએ કહ્યો,
" સ્વામિનીઓ ! પાઠવો નિજ સ્વામીઓને,
પૃથ્વીએ પધારી પરીક્ષા લે,
મહાસતી અનસૂયાના સતીત્વની ! "

મહા તપસ્વી અત્રિને આશ્રમે,
બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ પધાર્યા.
પધાર્યા પધાર્યા ને વેશ બદલી પધાર્યા.
મહા મુનીશ્વર બહાર પધાર્યા હતા.
આશ્રમે અનસૂયાજી હતાં.
પરીક્ષકોને એમણે પારખ્યા !
પરીક્ષકની પરીક્ષા થઇ ત્યાં.
અંજલિ છાંટી સતી અનસૂયાએ,
ત્રણેયને બાળઝૂલે ઝુલાવ્યા !

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

એને વીત્યા દિવસો ને માસ.
બ્રહ્માણીરાણી બ્રહ્માજી વિના મૂંઝાણાં!
કમલજારાણી ક્ષીરસાગરે મૂંઝાણાં!
અવતારચક્રોને સંભારીસંભારી,
દ્વાપર યુગ લક્ષ્મીજીએ સ્મર્યો,
કે દ્વાપરના આનંદસ્વરૂપ અવતારી,
કોઇ આનંદીમાં તો નથી લપટ્યાને ત્રેતાયુગમાં?
અને કામેશ્વરીને કૈલાસશિખરે,
કામે સ્નાઃવિજોગ સાલ્યા!
શું મહેશે કો' બીજું કૈલાસ શોધ્યું?
ત્રણ નારી ત્રિવેણીસંગમ શી,
સ્વર્ગેથી પૃથ્વીએ પધારી,
જ્યાં અત્રિના તપ-આશ્રમ.
એ દેવધામની બ્રહ્મત્રિપુટીને,
બાળઝૂલે અનસૂયાજી
'હાલા... હાલા' કરતાં ઝુલાવતાં હતાં!
પછી પતિ માગ્યા ત્રણ નારીએ,
અનસૂયાએ ઝૂલતા બતાવ્યા!
પણ કેમ ઓળખે?

એક એક સરીખડા તે કોણ કોના ?
અણુપ્રીછ્યા સતીઓથી એ !
દેવલોક ચડે કે માનવલોક ?
એ તો ગર્વ ગળ્યા
સ્વર્ગની સતીઓના ત્યાં,
પૃથ્વીની સતીઓ પાસે !
પૃથ્વીએ તો અનેરાં સતીત્વ !
બાળમાંથી ફરી ત્રણેને,
મૂળ સ્વરૂપે અનસૂયાજીએ આણ્યા !
એ સતી તપસ્વિની અનસૂયાએ,
દિવ્ય વસ્ત્ર જાનકીને આપ્યા,
દેહ ઢાંકે સદાય નિર્મળાં
પછી મુનીશ્વર અત્રિજીએ,
હૈયે આશિષ્યા રામભગવનને,
કે સદા વિજય રઘુકુળ રાઘવનો
વિજ્ઞાનીઓને પ્રજ્ઞાની બનાવે !
તથાસ્તુ !
રામ-લક્ષ્મણ-જાનકીએ માંડ્યા,
ઘોર વનમાં આગે પ્રયાણ,

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

જ્યા અરણ્યકાંડના મહાભિનિષ્ક્રમણ
રામભગતાને માંડવા બાકી.
જોજો એ જગના લોક !
પિતાની એ પિતૃ–આજ્ઞા,
અખંડ પાળી રામયુવરાજે,
પુત્ર ફરજનો મહાધર્મ બતાવ્યો,
કે પિતા–આજ્ઞાને સદાય વંદના
પછી ભ્રાતૃપ્રેમી મહાભરતને,
રામ પાદુકાએ રાજ્યધર્મ બતાવ્યો,
પ્રજા–અનુરંજના, લોક–આરાધના
આરાધનાનાં અનેરા પુણ્ય !
રાજા તરે ને પ્રજાને તારે.
રામને તો તારવુ હતુ આર્યાવર્ત !
પછી વનના વનાયન માંડયા.
મહા સાદ એ રામ–મહાભિનિષ્ક્રમણના !



# પ્રજ્ઞાનમંડલમ્



એ દંડકારણ્ય.
તપતેજ ત્યાં તપસ્વીઓનાં.
વેદવાણીનાં વર્ચસ્વ જ્યાં,
વનવૃક્ષ ને વહેતાં નીર,
પુષ્પોના જ્યાં પાથરણાં !
સૃષ્ટિનાં સૌ દર્શશોભન તપ ફળ
આત્માનાં અમર તપ-પ્રજ્ઞાન શાં.
આશ્રમેઆશ્રમે ઋષિ-મુનિવર,
આનંદ્યા રામદર્શન કરીને.
વનાભિનિષ્ક્રમણના પ્રગતિશ્રા કાજે,
અયોધ્યાથી રામચંદ્રજી પધાર્યા !
પધાર્યા લક્ષ્મણ-જાનકી સંગાથે,

[૧૨૬]

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

વન-તપોવન ઉદ્ધારવાને.
રામ, વૈદેહી ને લક્ષ્મણે પછી,
અરણ્યમા આગે પ્રયાણ માડ્યા.
ત્યાં વિરાધ રાક્ષસના વિરોધ.
દાખની એણે મહા ભય કરતા !
વન કપાવ્યુ પ્રચડ તડાકે.
પશુ પખી હૈયે ફડફડ્યા !
શુ વિજ્ઞાને વન રોળશે ?
પણ પ્રતાની રામભગવાને,
ત્રિધારી વિરાધ-ત્રિશૂળ તોડ્યું !
પછી બેધારી એ બાધવજોડલીએ,
વિરાધ હણ્યો વિધાતાના લેખે.
" દેવી ! આ તો અરણ્યના વાસ.
રાક્ષસી આપણે રોળવી
દુ ખન્સુખ ને તડકા છાયડા નિરખી !"
" આર્યપુત્ર ! ધર્મ છે આપનો.
ધર્મ પાળો ને આર્યાવર્ત તારો.
લક્ષ્મણ સમા આપને બાધવા.
શૂરવીરતા સોહાગણ એની ! "

"કઈ સોહાગણ એ જાનકી ?"
"કઈ સોહાગણ આપ કહો છો ?"
રામ-મલકામણા જાનકીએ ઝીલ્યા.
"શૌર્યસોહાગણ એ લખમણની,
લાડકી મારી ઊર્મિલા બ્હેનડી
શૌર્ય-પ્રભાવ અનેરા એના !
અગણ્ણા મહા બાણાવળીની એ !
શૌર્યના ધનુષ્ય લક્ષ્મણજી,
ઊર્મિલા શૌર્યધારી બાણ.
શૌર્યપ્રભાથી અનેરા એક.
કહું લક્ષ્મણજી ?"
જાનકીજી મલકયા દેવર નિરખીને
ભાભલડીના એ મહાભાવ,
મીઠા ને અધૂરા મધુરા
"લક્ષ્મણજી ! મૌન એ મોટી વાણી !
ઊર્મિલા નામ તમને પ્યારૂં.
શૌર્યધારિણી બ્હેની મારી
એથી યે અધિકી પ્રણયધારિણી !"
અને જાનકીમોલે લક્ષ્મણ મરક્યા

હૈયે એને ઊર્મિલા હસ્યાં,
કે ' વનમાંય મારા સાથ લક્ષ્મણરાજ ? '
અંતરીક્ષબોલ એ ઊર્મિલાનો,
ઉરવારિધિના ઉરમોજા શો,
હૈયામંદિરિયેથી સૌમિત્રને આવ્યો.
અને એ હૈયામંદિરે... ?
સ્થાપન ઊર્મિલાદેવીનાં હતાં.
પૂજારી લખમણજી હતા.
સાધતા જીવનનાં ઊર્ધ્વગમન.
એમણે માંડવાનાં અખંડ તપ,
ત્રેતાના જગયતીંદ્ર બનવાનાં !
પણ ત્રેતાની મહા બ્રહ્મચારિણી ?

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

મહા સતી ઊર્મિલા નાર,
સદાય રમતી લક્ષ્મણ-ઊર્મિએ.
યોગેંદ્રને આદેશ આપતી,
કે ' તું કરજે ભ્રાતૃસેવા.
મુજ હૈયાનો તું ખાણાવળી.
મહા ધર્મ એ છે તારો,

રખોપિયો તુ રામાભિનિષ્ક્રમણનો. '
અને .. '
રામાભિનિષ્ક્રમણના રાહેરાહે,
ભ્રાતજોડલી ને જનકદુલારીજીએ,
આગે પ્રયાણ અરણ્યનાં માંડ્યાં.

પછી મહર્ષિ શરભંગ,
ભેટ્યા તપ–આશ્રમે.
વનનિવાસ આદર્શ રામે માગ્યા,
વન–ઇતિહાસના જાણતલ પાસ
વનના એ મહા અભ્યાસી.
કૈંક વીત્યાં વને વર્ષો,
કૈંક ઉછેર્યાં વને વૃક્ષો,
વન–અભ્યાસી એ મુનિવર
વન–ઇતિહાસનાં પાનાં ઉથલાવી,
વન–આદેશના વેણ વદ્યા,
" રામચંદ્રજી .. !
સરિતા વહેતી પૂર્વવહેણે,
મંદાકિની નામિની એ,

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

કિનારેકિનારે આપ પધારજો.
સૂર્ય–અસ્તાચળની એ દિશાએ,
આશ્રમ ઋષિ સુતીક્ષ્ણજીનો."
એમ વદી ઋષિ શરભંગ,
રામદર્શને પાવન થયા
" પ્રભો ! વર્ષોનો હું તપસ્વી,
તપ માંડયા નિગ્રહ કરીને,
દેહ ને આત્માના પૂરા
પ્રજ્ઞાનના પુણ્યવંતા માર્ગે
પહોંચ્યો છું ને પ્રજ્ઞાનબ્રહ્મ કક્ષાએ ?"
" આપ પહોંચ્યા . ?
આશંકાનો શંકારહિત પ્રશ્ન
પુણ્યવાન આપનો આત્મા,
પ્રજ્ઞાનપથનો સદા પ્રવાસી
ઊર્ધ્વઉડ્ડયને આપનાં ઉડ્ડયન.
ઊડો .. ઋષીશ્વરજી, ઊડો !"

અને સુતીક્ષ્ણજી ઊડયા
ઊડંતા એ પછી ઊડીને,

અનતે ઊડંતાં તત્ત્વોમાં ભળ્યા.
ભળીને એમણે પૂરો
લય કર્યો જીર્ણ વૃદ્ધ દેહનો.
અગ્નિતત્ત્વમાં બાળીબાળીને,
અમર એના ઊડંતા આત્માએ,
નૂતન દેહ પંચતત્ત્વેથી સરજ્યો.
સરજીને એ પછી,
કુમારદેહે પૃથ્વીએ પધાર્યા !
પધારી પ્રજાને પિછાણી,
સદેહે એ તત્ત્વો જિતેંદ્ર
પૃથ્વીને રામરામ કરીને,
અવનિ તજી બ્રહ્મલોકે પધાર્યા.
પછી... ?
દેહ દમી સદા પ્રભુ ભજનાર,
તપ કરનાર જળે ડૂબીને,
અખંડ જેમના ઉજાગરા હતા,
વાયુભક્ષણ જેમના આહાર,
ગાયત્રીના સદા જપનાર,
ભર્ગો દેવસ્ય ધીમહિ...

વેદધ્યાનના એ અભ્યાસી
एकं सत् विप्रा बहुधा वदन्ति ।
પૂર્ણ જ્ઞાનની પૂરી આરાધનાએ,
પ્રજ્ઞાની હૈયે એ પ્રજ્ઞાનેશ્વરના
પૂર્ણ પાવન દર્શને બનવા પધાર્યા.

મહાપ્રજ્ઞાની રામભગવાને,
પ્રજ્ઞાન-આશિષ પ્રજ્ઞાબળે આપી.
પછી મહામુનિવર અગસ્ત્યના આશ્રમે.
સાગરપેટા અગસ્ત્ય મુનિરાજ.
અંજલિએ સપ્ત સાગર પીધા હતા,
ગર્વ સાગરના ગાળીને.
તત્ત્વોના એ પિછાણણહાર,
યોગે કરે તત્ત્વબંધનના પ્રયોગ
પ્રયોગશાળાએ એનો મંત્રયોગ
અનંતના મહા અભ્યાસી એ
અનંતક્રમને ચક્રેચક્રે
સાગર સૂકવી ભૂમિ કરે.
જળે ડુબાડી જમીન બોળે

દિવ્ય વિજ્ઞાનના અભ્યાસીએ
પછી દિવ્ય ધનુષ્ય દિવ્યતેજીલું,
પ્રજ્ઞાની રામ દિવ્યકાંતિવંતાને,
ભેટ ધર્યું હૈયા-ઊર્મિએ,
અખંડ ભાથો પૂરો ભરીને,
કે શત્રુ રોળે એ અણખૂટયો!

પછી મહાભિનિષ્ક્રમણના માર્ગે,
અગસ્ત્ય વદ્યા વનનાં વેણ,
"પ્રભો! પંચવટીએ પધારી આપ સાધો
પંચતત્ત્વની મહા સાધના.
સિદ્ધેશ્વર જેના આપ,
આર્યાવર્તને માનવઆદર્શ આપો.
અવનિ તારો સંહારી અમાનુષી અનાર્યોને.
પ્રભો, આશિષોજ્જ્વલ ભવ।"
રામ ભગવાને કર જોડયા.
શું રામને આશીર્વચન અગસ્ત્ય આપે?
મહાપ્રજ્ઞાની ઋષિરાય.
એમને ચમકાવવા રામને પિછાણી,

કે સૃષ્ટિભાર હળવો કરે.
ન કરે તો પૃથ્વી ડૂબે,
પાપીઓના પાપના ભારે !
શુ ભગવાન ભૂલ્યા ?
કે જાનકીસંગે આનંદ વા અવતારીનો ધર્મ ભૂલીને ?
અધૂરા પાપ અધર્મીના હજી,
ધર્મીને જે પૂરા ભાસતા,
પણ અવધ વિના ક્યાંય સાંભળ્યા છે ઉપાય ?

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રામ-અગસ્ત્ય કંઈક સમજ્યા !
ન સમજ્યા લક્ષ્મણ-જાનકી !
અનેરા એ ભક્તના પ્રભાવ.
ભગવાન સદા એને હૈયે
राम रामेति रामेति रमे रामे मनोरमे ।
શું ભક્તહૈયેથી ભક્તદૃષ્ટિએ પધાર્યા ?
એ ભક્તના ભગવાન.
ભાવનાધીન ભજનૈયાના એ.
ભજન ભક્તિયોગનો
આધીન સદા ભક્તને,

અંતરમાં એના વિશ્રામ.
અનંત વિશ્વમાં અંતરના લય.
અનંત બ્રહ્મમાં એના નિવાસ
સર્વવ્યાપી એના સ્વરૂપ તત્ત્વમસિ
લયનીન બને ઓળખે એ.
અહં બ્રહ્માસ્મિ...
પછી પચવટીને પંથે પડી,
ત્રેતાયુગની તારણહાર ત્રિપુટી.
સૌંદર્ય અરણ્યના નિરખતા,
પંખી નિહાળ્યો વિરાટદેહી.
જટાયુજી એનું નામ
મિત્ર રાય દશરથનો.
માનવ આત્મા એને અંગે હતો,
દેહબખતર એનુ પાંખાળુ.
આભે ઊડે પૃથ્વીએ ચાલે.
હૈયે એને વિજ્ઞાની મંત્રબળ.
પ્રવાસી એ પ્રજ્ઞાનપંથનો.
અધૂરી પણ મધુરી ઓળખ રામે,
પાંખાળાજટાયુજીની સાંભળી,

" પ્રભો ! વિતતાના 'ગરુડ' અરુણપુત્ર.
અરુણના સંપાતિ ને હું સેવક ! "
" જટાયુજી, પાખાળા આપ પૃથ્વીએ.
અપર પૃથ્વીએ આપના પિતામહ,
અપર લોક એ દેવની ભૂમિ
અમરત્વ એ દેવતાઓને.
નિત્ય યૌવનનાં ત્યાં અજવાળાં !
અપ્સરાઓના ત્યા સદા નાચ !
નાટારંભ રંભાઉર્વશીના,
મેનકાના ત્યા નૂપુરઝણકાર.
રૂમઝુમ્ રૂમઝુમ્ રૂમઝુમ્
ઘુઘરિયાળાં ઝાંઝર ઝમકે,
ઝમકે ત્યાં જોબનનાં પૂર.
ઠમકારા ઠમકે દેવહૈયાના ત્યાં.
નિત્ય યૌવનના ત્યાં ભણકારા.
પૃથ્વીવાસીઓ એ જોઇ ભડકે.
જે પધારે માનવલોક તરીને,
વર્જ્ય એ પૃથ્વીએ છે.
સત્કાર છે દેવલોકે એના.

અનાચાર નરનારના ગણાતા,
સદાચાર દેવલોકના જટાયુજી ! "
" પ્રભો ! અણસમજ્યો હુ આપમોએ,
સ્વૈરવિહાર એ દેવલોકના
મુને લાગે પૂરા અજુગતા ! "
" પક્ષીશ્રેષ્ઠ ! આપ પૃથ્વીના,
મ ત્રયોગે આપે મેળવ્યા,
દેવલોકના દૈવી જ્ઞાન,
આરાધનાની સાધના કરીને
પણ જટાયુજી ! હજી વાર છે હો !
આપને દેવલોકને જાણવા ! "
" સમજાવશો પ્રભો ! દેવલોકસમસ્યા ? "
" જટાયુજી ! પૃથ્વીલોકના વિદેહી આત્મજ્ઞાની,
આસક્તિવિહોણા બની દેવલોકે પધારે
પછી દેવલોક-આસક્તિ તેમને વરે ! "
" અને ન વરે તો પ્રભો ? "
" જટાયુજી !
તો પધારે ત્રિલોક દેવધામે
ધામ એ બ્રહ્મા, વિષ્ણુ, મહેશના.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રાજ ત્યાં થયાંણી, કમનજા ને કામેશ્વરીના !
જટાયુજી, ત્યાં છે આપ પિતામહ ! "
અને અવતારી ભગવાને,
ભાગી કહી ગરુડજીની ..
કે પ્રજ્ઞાનવિજ્ઞાની એ પાખાળા,
દેવલોક પધાર્યા પૃથ્વી તજીને
અનાસક્તિયોગ પાળ્યો એમણે,
અણુસ્પર્શી દેહલોલુપતા રાખીને.
દેવલોક તરી ત્રિલોકે પધાર્યા !
ભગવાન અટક્યા ને ભક્ત વધ્યા,
" પછી પ્રભો ? "
" પછી ? પછી તો પુણ્યવાન ગરુડજી,
મહાવાહનેશ્વર વિષ્ણુના બન્યા ! "
" પછી પ્રભો ? "
નિરુત્તર રામ ભગવાન મલક્યા.
ક્ષીરસાગર–શેષશય્યાભાગિની ત્યાં વદ્યાં,
" પ ખાળા રાજ ! જગ તર્યાં ગરુડજી,
આપને તરવાનો આદર્શ દઈને.
તરશો ને ? "

" માતાજી ! તારણહારિણી આપ જગનાં !
નહોતાં જાણ્યાં આજ લગી જે,
આજ જાણ્યાં આપ ઓળખે.
ક્ષમા કરો તો પૂછું લગરીક.
મણિસ્પર્શે સુવર્ણ થાય કે કથીર ? "

એ મહા વાક્ય
જટાયુજીનાં સુણીને
શેષાવતાર બોલે થંભ્યા.
અધૂરી સમસ્યા રામ ભગવાન સમજ્યા.
પ્રસન્નચિત્ત મલકામણે મલક્યા,
" જગ તર્યાં આપ જટાયુજી !
ઉગારો અમને વનાભિનિષ્ક્રમણે. "
અને જગતારણહારના બોલેબોલે,
જટાયુજીનાં મન–ઉડુપન આનંદ્યાં.
પધાર્યાં એ પાંખાળા રાજ,
યુગ ત્રેતાના તારણહાર સંગે,
પંચવટીએ વિશ્રામ કરવા.
વનવાસ ગાળવા ચૌદચૌદ વર્ષના.

પચવટીની પચ સૌ દર્યભૂમિ.
પ્રજળે ત્યા નૈસર્ગિક સૌ દર્ય.
વનવૃક્ષની ત્યા ઝાડી,
ઘટા એ ફૂલછોડોની,
જાણે ફૂલવાડી તૃપ્ત ફળાદિની.
ઝગુમતા વૃક્ષના ફળ
વનરસના મીઠા સ્વાદે.
એથી અગાધા સૌ દર્ય-ભીની
ચંદ્રિકા ચદ્ર પર ઝગુમતી જાણે !
સોળ સોળ કિરણો તેજ ફેંકતી,
હેમત ઋતુ જાણે હેમસુવર્ણા.
અલ કારે સર્વશ્રેષ્ઠ એ
સમીર આછા ને હેમત-વાયુ,
ડોલતા વનડોલ વૃક્ષ,
કૉલ જાણે ઋતુ શિશિરના !
પણ કૉલ કેટકેટલી ઋતુઓએ પાળ્યા છે ?

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

દડકારણ્યે હેમતરાણી પધાર્યાં.
લહેરતા નૈસર્ગિકતાના સમીર.

અવનિના ઋતુ-સાગરે તરતા,
સૌંદર્યે તરતા વનવનના,
એમ તારવા રામભગવાને,
જીવનવનના તપોહોડલાને,
કે જીવન તરી એ તાપસી,
દેવલોકે સદા બિરાજે.
પછી અનેરાં એમનાં પ્રતાન,
દેવલોકની અવધિ તોડે તો,
પણ અનેરાં પ્રતાન કેટકેટલાંનાં !

અને ગોદાવરી ગંગાને તીર,
મઢુલી બાંધી વનવાસી વસ્યા.
વનવાસિની જનકતનયાએ,
પુષ્પવાટિકાના પુષ્પછોડ વાવ્યા,
મકરંદ દેતા મીઠા મીઠલડા,
સદા સોહાગિણીના સોહાગનાથ સમા.
ખીલંતાં ખેલંતાં પ્રણય-પુષ્પ,
ડોલંતાં જાનકીના પ્રણય-સિંચને,
રામના પ્રણય-મનોદ્યાનમાં,

જેની અસૂયા અહીં તહીં,
માનવલોક ને દેવલોકે થઈ.
પ્રણયી અપ્સરા ને પ્રેમી કિન્નરો,
દેવલોકના નિત્ય યૌવનવંતા,
ભૂલતાં લાગ્યા યૌવન એમનાં,
સોહામણો નિરખીને નેહ
રામ-જાનકીના પ્રણય વર્તતા મેહે.
સોહાગિયાને વનમાં ખેલંતા,
પંચવટીના પ્રણય-વનમંદિરે નિરખી :

પંચવટીને મંદિર,
સોહાગિયા વને રમે રે...

વહેતી ગોદાવરીને તીર,
સોહાગિયા વને રમે રે...

ઊગ્યા છે વનમા ફૂલછોડ રંગીલા,
જાનકી સીંચે ત્યાં નીર-
સોહાગિયા વને રમે રે...

રામ મનોદ્યાનમાં સીતા ઉમંગીલાં,
ઊડે ઉર પાલવનાં ચીર–
સોહાગિયા વને રમે રે...

વાતા પ્રણયના સમીર–
સોહાગિયા વને રમે રે...

કહેવા ન કોઈને લગીર,
સોહાગિયા વને રમે રે

પીતા રસો અધર અધીર,
સોહાગિયા વને રમે રે .

વનના વૃક્ષોદ્યાનમા,
કોકિલા કૂ...ઉ...ક બોલતી.
મંજુલ કલરવ મીઠા મધુરા,
મનહરણા પ્રણય-યુગલોના.
રસેશ્વરોના રસોદ્યાનમાં,
નેહ નિર્મળા નીતરે જ્યાં,
પ્રણય મેહની અખંડ ધારા શા.

રામ
મહાભિનિષ્ક્રમણ

એવા વરસતા પ્રણય પચવટીએ,
મહાભિનિષ્ક્રમણના સાદેસાદે.

મહાભિનિષ્ક્રમણ રામચંદ્રજીનું,
પ્રેમ પ્રેમ સર્વ પ્રેમ પ્રસરાવતું,
ઉપભોગી વનને ઉપયોગી કરતું.
ખાદ્ય બીજ માનવજીવ ઉપયોગી,
વન વાડી રામભગવાને રોપ્યા,
દંડકારણ્યની પુણ્ય ભૂમિએ,
કે સદા અટકે પ્રાણીસંહાર
માનવજીવની અનન્તતૃષ્ણા કાજે.
અનન્તતૃષ્ણા એ જીવનભાન,
લાલસા એ દેહધારીની,
આદ્ય સૃષ્ટિએ છે,
જ્યાં જડયા આત્મા ને દેહ
નામધારી સદા નાશવંતા
અવિદ્યાના ઢાંકણ જ્યાં લગી,
લાલસાના આકર્ષણ ત્યાં લગી.

અને ગોદાવરી–તીર,
વર્ષો વીત્યાં સમય-પ્રવાહે.
પણ ભાગ્યલેખ...?
ભવિષ્યવેણુ ભાગ્યલેખનાં,
ટપકતી વર્ષાની ટમ...ટમ...ધારા શાં,
વરસ્યાં વરસ્યાં ને પૂરાં વરસ્યાં.
લંકેશભગિની શૂર્પણખા,
ઘનશ્યામના રૂપે મોહી.
વર્ષાકાળની વીજલડી શી,
ચમક... ચમકી બહુરૂપિણી,
રૂપરૂપના અંબાર બનીને,
ફેંકતી બાણુ મોહનાં,
કે સ્વરૂપે રામચંદ્રજી મોહે !
પણ કેમ મોહે એ મોહેશ્વર ?

મોહેશ્વરીની એમની મોહિની,
સમુદ્રમંથને ક્ષીરસાગર પધારી.
લક્ષ્મી એ જીવનતત્ત્વની.
જીવનતત્ત્વ વિષ્ણુ ભગવાન.

સદા પાળે એ સદાચરણ,
સત-આચરણ ને સેવાકાજ,
માનવરાજના એ મહાઆદર્શ.
અને રામભગવાને શૂર્પણખાને પ્રશ્ની,
" કોણ નારી તું સ્વરૂપિણી ?
હૈયુ અરૂપ તારું અગાધ.
મેઘાડંબર શ્યામ તારે હૈયે.
વીજલડી શો ચમક દેહ.
શું આભ ભૂલી સૃષ્ટિએ ચમકી ? "
અને જાનકીના રામે,
હાસ્ય કર્યું આછું અનેરું.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

" સ્વરૂપણહાર સદ્ભાગી નાર
પ્રેમે પડી હું રામચંદ્ર પર !
પણ રામચંદ્ર જનકતનયાનો,
હૈયાવલ્લભ જાનકીનો હું ! "
અને દશરથનંદન મરકતા વદ્યા,
" દેવી ! દેવી તમે આસુરીનાં.
આસુરીને તારશે લક્ષ્મણરાજ,
મને સાથ જનકદુલારીના.

કહેશો કે કેમ તમને અપનાવું ?
દેવી ! જાનકીપતિ હુ રામચંદ્ર,
અરણ્યે વસુ જનકદુલારી સંગે.
ભ્રાત મારો લક્ષ્મણ વીર,
બ્રહ્મચર્ય સદા પાળતો ! "
મરક...મરક રામચંદ્રજી મરક્યા.
અને એ સ્વરૂપવેશધારિણી,
પ્રણયે પધારી લક્ષ્મણકુટિરે,
પ્રણયમહેલનો રહેવૈયો માની.
પણ માન્યતા કેટકેટલાની સાચી પડી છે ?

સોહામણો લક્ષ્મણકુમાર,
જોબનવતો ઊર્મિલાનો કંથ.
મનમનોહર મદનછેલડો,
સુકુમાર મહેકંતો કુમાર,
અનેરી મહેક એના આત્માની.
મહા મહાત્મનની મહેકતી પરાગ
પાર્થિવ માની શૂર્પણખાએ.
પછી એના પૂરેપૂરે,

આર્યભાવના ભૂલીભૂલીને,
આસક્તિના પંથે પડ્યા છે,
વિસરી અનાસક્તિયોગને.
લક્ષ્મણ ! જાનકી સંગે પધાર,
લાડકડો જાનકીનો દેવર,
ભાભીને યુદ્ધ બતાવજે, હો !
આ તો અરણ્યના વાસ, ભ્રાત !"

અને દંડકારણ્યે,
યુદ્ધ મંડાયાં રામ-રાક્ષસનાં !
બાણબળધારી રામ ભગવાન.
એકએક બાણે ચૌદચૌદ દાનવને
શોધિ દાખ્યા દંડકારણ્યની.
'વનાયનનું નિષ્ક્રમણકાર્ય' એ.
રુધિરસિંચન દાનવીનું એ,
વનવનની જોગણીએ પીધું,
જોગિણી-ખપ્પર ભરીભરીને,
રુધિર-તૃષા પૂરી છિપાવીને.
ધરતી માગતી હતી રુધિરનાં દાન.

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

એ દાન રામચંદ્રજીએ
દીધાં અરણ્ય-ઊગી ધરતીને.
શું બળિયા રાક્ષસ સુકુમાર રામચંદ્રજીએ હણ્યા ?

શૂર્પણખા ખરની બહેનીએ,
મહા રુદન ભ્રાત કને માંડ્યાં.
વિરશક્તિ નારી રાક્ષસીની,
અણહોલવી ફરીને પ્રજળી.
સજ્જ કરાવી ખર-સેના એણે,
ત્રિશૂળધારી ને ફરસીધારી,
બલ્લમધારી, ગદાધારી એ,
ચક્ર, વજ્ર ને ધનુર્ ધારી.
પછી રામ અને ખર-દાનવનાં યુદ્ધ !
દરમાયા દૂષણના ત્યાં.
સરદાર એ દાનવસેનાનો,
રોળાયો રામબાણે.
પછી એની બળવંતી સેના,
રામને હણવા ખર સંગે આવી.
સેના રોળાણી ભાગ્યના પ્રભાવે !

દાનનાસ્થળી દડકારણ્યે મડાઇ !
આપસઆપસમાં રામ નિહાળ્યા,
દુશ્મન માની પોતે કપાણા !
અને ખર બળવાન ?
હણાઇ નિરખી ચૌદ હજાર સેના
શું એક બાળ તાપસી અનેક રાક્ષસ હણે ?
મહામગિયો ખર યોદ્ધો,
સૂબો લંકેશનાથનો,
આર્યાવર્તના દક્ષિણભાગે,
અન્-આર્યાવર્તની સીમા જ્યાંથી,
ગોદાવરીને પેને તીર,
જડવાદને પૂરો રક્ષતો
મહાજડવાદી લંકેશ હતા
આત્માને પહેના ઓળખીને,
મહા મહેશના મહાભકત બન્યા
ભકિત કરી અનોખા ભાવે,
તતુવાદ્યની તુન તુન રણકે,
મહેશતપ અનેરા માંડયા
બજંતા બજાની વાદ્યના તારને.

રાગ
પ્રજ્ઞાસિનિષ્કમલ

એકતાર મહા મહેશના સાધ્યા,
સંગીતના તાલેતાલે,
एकोऽहम् एकोऽहम् ના નાદેનાદે,
નાદબ્રહ્મના અનંત નાદે.
ત્યાં એક થાપી અવળી પડી,
નાદ એકતારના તૂટ્યા,
तत्त्वमसि નાં તાન તૂટયાં,
તાંત તૂટી બજતા વાદ્યની,
તુન...તુન ઝમકી ઝણઝણીને એ !
શું ભકતનાં તપભજન અધૂરાં રહ્યાં ?

મહાભકત રાવણરાયે,
અખંડ ધૂન અનંતનાદની રાખવા,
સમયવહેણુ વહેતાં રોકવા,
ન ભૂલવા નાદબ્રહ્મ ધૂનને,
નસો ચીરી રુધિરવહંતા કરેથી.
પછી એના તાર બાધીને,
નસતરંગનાદ અનેરા માંડયા,
અખંડ ભજન ફરી માંડીને,

કે સદાશિવ સદા પ્રસન્ને.
અને પ્રસન્યા કૈનાસેશ્વર પછી,
મહાસાધના મહાભક્તની નિરખી,
આરાધનાના પ્રકોઽહમ્ નિરખી,
તનનન તતુન્તાને બજતી
અને એ બજનૈયાના સાજને,
' રાવણહથ્થો ' નામ આપીને,
પૂરા પ્રસન્યા ઉમા પ્રાણાધાર
પછી એ પ્રસન્નતાના પૂજારીએ,
પ્રજ્ઞાન ઓળખ્યા પ્રજ્ઞાચક્ષુએ.
શું પોતે તર્યા ?

રામ
પ્રજ્ઞાભિનિષ્કમણ

પોતે તરીને બીજાને તારવા,
મહાસૂત્ર લંકાનાથનું એ.'
અને એ સૂત્રેસૂત્રે ..
મહાપ્રયાસ લંકેશ્વરે માંડયા,
કે સીડી બાંધી દેવલોકને
પૃથ્વીલોકની સંગે જોડે !
અનંતતામાં વળી ભેદ શા !

દેવ કોણ ને કોણ વળી માનવ!
શું લંકેશ ભૂલ્યા દેવ ને માનવના ફેર ?

મહાપ્રયાસ પુલસ્ત્યવંશીએ,
પેગડે પગ ને બ્રહ્મઉપદેશના,
માંડ્યા માનવ જગતે, કે,
' હું લઉં ને સર્વેય લ્યે ! '
શું પાત્રની યોગ્યતા ભૂલ્યા લંકેશ ?

પછી એ પ્રજ્ઞાનીએ,
સહેલો શોધ્યો વિજ્ઞાનમાર્ગ, કે
પાર્થિવ વિજ્ઞાને પિછાણીપિછાણી,
સૃષ્ટિવિજ્ઞાન માનવ જાણે.
પછી જાણે સૃષ્ટિ રચનાર,
નથી એક સૃષ્ટિ વિશ્વમાં,
અનંત સૃષ્ટિ અનંત બ્રહ્માંડમાં.
જાણીજાણી પછી રાચે,
રચાવણહારની અગાધ શક્તિએ.
પછી એ રાચંતો રીઝણહાર,

તન્મયતાના તાર સાધે,
આત્માના ઉડ્ડયનેઉડ્ડયને.
પ્રજ્ઞાને માનવ લોક ચડે,
વિજ્ઞાનપાદ ભણીભણીને.

પાદ પાર્થિવ વિજ્ઞાનના પછી,
અમરકારક અવળા નીવડ્યા.
રાવણ—અનુયાયીના અણુવિકસેલ હૈયા,
જડવાદના જોમે ઘેરાયાં.
પ્રજ્જ્વ્યો ત્યાં પાર્થિવ આનંદ,
અનાસક્તિને ભૂલીભૂલીને.
આસક્તોનાં વૃંદ જામ્યાં.
અવળા વહેણે લંકેશધારણા વહી.
એ અવળવહેણનો એક સૂબો,
સામે ઊભો સવળવહેણીની.
પછી દ્વંદ્વ યુદ્ધ અવળા-સવળાનાં,
વિજ્ઞાન-અજ્ઞાનનાં પારખાં લેતાં.
રામ સામે ખર-યોદ્ધો આવ્યો.
" તાપસી ! તેં હણ્યા અમ રાક્ષસ.

રામ હણશે આ ખર–યોદ્ધો ! "
ખર–બોલે રામજી મલક્યા.
" મહાબળિયા તમે ખરરાજ !
તમારા બળનાં અવળાં વહેણ.
સંસાર તરો સવળાં કરીને.
સમજ્યા ને લંકેશપ્રાંત-પતિ ? '
રામ–બોલે ઘોષણા કરતો,
પાર્થિવતાનો પથિક વદ્યો,
" રામ ! તારા અવળાં વહેણ
તાપસી બન્યો આનંદ તજીને !
છતી નારીએ બ્રહ્મચર્ય સેવે !
ભક્ષ્યને અભક્ષ્ય તુ કહે !
રામ ! તપ તો અમારાં છે,
કે આનંદને મહાતપ ગણીએ ! "
" એ પાર્થિવ આનંદ, ખરરાજ ! "
અને રામ–બોલે પણછ ખેંચી,
ધનુષ્યની એ પાર્થિવ વિજ્ઞાનીએ.
" તાપસી ! પહેલો મરે એ પાર્થિવ ! "

ઘોર યુદ્ધ દંડકારણ્યે,
મંડાણું રામ–રાક્ષસના !
ધરતી માગતી હતી રુધિરનાં દાન,
માનવદેહના ખાતર માગતી,
કે લીલુડાં માથા અઢીતહી ઊડી,
ધરતીની ધરાએ રઝળે.
દાન એ લીલુડા માથાના,
રામબાણે દંડકારણ્યને દીધાં,
વાઢીવાઢીને, વીંધીવીંધીને.
વીંધ્યો ખર–યોદ્ધાના દેહને,
નાપાક બનેલો સૌમ્ય તજીને.
સૌમ્યતા એ જીવનના સાદ.
પૃથ્વી સાદ પાડીને માગે છે :
સૌમ્યતા.. સૌમ્યતા... સૌમ્યતા !
મહા ગુણ એ માનવ જીવનનો,
વર્જ્ય રાક્ષસીને હતો.
એ રાક્ષસીનો રક્ષણહાર સૂવો,
રામબાણે...?
પુણ્યભૂમિ દંડકારણ્યે પડયો !

વહેતી જ્યાં ગોદાવરી ગંગા,
સોહાનતા રામ વનવાસ,
જનકદુનારીના પ્રણયરાજ્યમાં
વનરાજ એ પંચવટી–વનના
વન પંખીડાની સાખેસાખે,
વૃક્ષ–વેલની મીઠી છાયડીએ,
બાંધવની પ્રેમીની જોડલીના,
મીઠલડા ને મધુર પ્રેમ જ્યાં
મીઠી મજાક દેવર–ભોજાઇની.
દેવર એ અયોધ્યામહારાણીનો,
અમર વીર ત્રેતાયુગનો,
ભાઇ–ભાભીની સદા સેવા કરતો
લા ૨

પ્રસ્થાનમંડલમ્

અંતરીક્ષેથી ભવિષ્યવાણી થઇ
" સુણો ત્રેતાના તારણહાર !
મહાભિનિષ્ક્રમણે આર્યાવર્ત તારો,
માનવસ્વભાવના પરચા પૂરીને,
કે મનુષ્યયત્ન સદા અસગમરી "

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

રામ ભગવાન આછું મલક્યા
" દેવી ! અરણ્યના આપણે વાસી.
વહેતી સરિતા શા સંકટના ધોધ,
ઊછળતા પૂરે અનેરા આવે,
આવીઆવી સાગરે સમાય,
મહાસમયળ સાગરે ભળે !
કહેશો જનકદુલારી ! એ કયો સાગર ? "
" આર્યપુત્ર ! સંયમ ને સહનશીલતા,
સંકટના નિવારણ શાં,
જીવનના મહાસાગરે ઝૂલે,
પરબ્રહ્મને સ્મરીસ્મરીને
પરબ્રહ્મ તરે પ્રતાન–મનવારમાં.
वयं त्वां स्मरामो वयं त्वां भजामः ।
वयं त्वां जगत्साक्षीरूपं नमामः ॥
सदेकं निधानं निरालम्यमीशम् ।
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥
પીછાણ્યું ગુહાર પૃથ્વી તરે ! "
" પીછાણશો ને દેવી, કષ્ટ સહી અવનારીનાં ? "

એ કાળે બોલાયેલાં બોલ,
ભાસ્યા સાચા દંડકારણ્યને.
મહાત્મન્ લંકેશ, લંકાનાથ,
તર્યા હતા પ્રજ્ઞાને પૂરા,
પોતે તરી પૃથ્વીને તારવા મથતા.
જેમ જનકવિદેહી પોતે તર્યા,
તારી એમણે જનકનગરીને,
તેમ મહાસમર્થ લંકેશરાજે,
જગતારણુની હામ લીધી.
પણ એ પ્રજ્ઞાનહામને,
ઝીલતાં ન લાગ્યાં જગનાં લોક !
શું લંકેશરાયનાં તપ અધૂરાં ?

પૂરાં તપ એ તપેશ્વરનાં.
મહાજ્ઞાની રાવણરાય.
વેદનાં ભાષ્ય એમણે ભાખ્યાં.
શાંકર ભાષ્યના આલેખણહાર એ !
નવે ગ્રહોને એમણે નમાવ્યા,
તત્ત્વોને બાંધીબાંધીને,

મહાતપના પ્રાબલ્યેપ્રામલ્યે !
એ પ્રાનશ્ચનતા તત્ત્વજ્ઞાની પછી,
સારથિ બન્યા માનવતત્ત્વના
હંકારવા માનવરથને,
લગામ ઘોડલાની લીધી,
કે પ્રજ્ઞાનમાર્ગે પળે રથ,
પણ માર્ગે ખૂંચ્યો એ રથીનો રથ
મોંઘેરા પ્રજ્ઞાનમાર્ગના
પાર્થિવવિજ્ઞાની કયાથી ખેડે પ્રવાસ ?

ઓછુ પાન ને અદકુ ભણ્યો !
સમાન નહી માનવલોક
તજી દોરવણી લકેશસારથિના,
**इन्द्रियाणि हयानाहु:**
**मन' प्रग्रहमेव च ।**
દસે ય ઈદ્રિયના પોતીકા ઘોડલાને,
મુક્ત લગામે પૂરપાટ હાકતા,
જગ તરવા જનો નીકળ્યા.
અણુસમજ્યા એ સમજવાને,

માર્ગભૂલ્યાં ગુરુઆદેશ વિના.
ગુરુ આદેશ આપે ક્યાંથી ?
મહાત્મન્ ગુરુ લંકેશને,
અર્ધ રસ્તે તજ્યા એમણે,
કે પાર્થિવવિજ્ઞાનના બળેબળે,
જ્ઞાન મેળવી વિજ્ઞાની બને.
પ્રજ્ઞાની બનશે પરમ સત્ય શોધી !
પણ અધૂરાં અધ્યાત્મચિંતન
અધૂરા ફસાણાં મધુરી માયામાં !
માયા એ જગત માયા,
તરે એ જીવન તરે.
મઝધાર પુણ્યનૈયામાં,
ન તર્યો જન ડૂબે,
પાપવમળમાં ઘૂમીઘૂમીને.
" नायमात्मा बलहीनेन लभ्यः । "
અનુયાયીઓ રાય રાવણના,
જગ તરતાં જગત માયાએ ફસ્યા.
પાર્થિવવિજ્ઞાનના ઘૂમતા વમળમાં,
સુખાભિલાષીઓ પાર્થિવતાના,

ઇંદ્રિયસુખને અનેગ ગણનારા.
મનવાર મૂકી પ્રજ્ઞાને તરતી,
વિજ્ઞાનના હોડલામાં બેઠા !
એને નડયા વાવાઝોડા,
તરતી મનવારે તુફાન જાગ્યાં !
સઢ તૂટયા પાર્થિવતાના,
સુકાન સાગરે તણાણાં.
આદર્શવિહોણા જીવનસુકાને,
નૈયા એમની મઝધાર ડૂબી !
ऋण कृत्वा घृत पिबेत् ।
ધર્મ કરતાં ધાડ થઇ લંકેશને !
તારવા જતા તરૈયા બૂડયા !
ચનગનતા એ માનવ ઘોડલા,
જેની લગામ રાવણરાયને હાથ,
તૂટી ઢીલી થઈને !
લગામવિહોણો સારથિ બન્યો !
ઘોડલા એના છૂટા દોડયા.
તૃષા એમને જીવનલાલસાની.
દાઝી દઝી ફરી પ્રજળી !

કયાંય સાંભળ્યા છે અગ્નિ દબાતા ?
વાન્છનાએ ઘોડાપૂર એ,
બે-લગામ આગે ધાયાં.
પછી અહમ્-અહંકારે
સરોવર વાન્છનાનાં દીઠાં
બે-લગામ એ ઘોડલાએ,
સ્વર્વિહાર જીવનના માંડયા.

એ વિચારવતા લંકેશરાજ,
રાજરાજેશ્વર અવિચારીના બન્યા.
માઝા મૂકી અવિચારી પ્રજાએ.
સદા પુણ્ય પાપને માન્યાં.
જમણા તજી ડાબા માર્ગ લીધા.
સવળાના અવળા રાહે
સદા સત્ય માન્યું.
અસત્યના મહાસાગર જ્યાં,
મદડોલ ઘૂ ..ઘૂ...ઘૂઘવતા !

મહામત્તાની લંકાનાથ

પાર્થિવ વિજ્ઞાનના દોરાનણહાર,
બન્યા'તા જે ભાગ્યના લેખે,
નિહાળતા હતા સુયોગ્ય પળની રાહ,
કે ટાણુ આવ્યે વળતર વાળે
ભૂલ પોતાની સુધારે કે,
એક–એક પ્રજ્ઞાની હતો,
જગલોકને તારવા નીકળ્યો,
પણ પાત્રતા વિનાના જ્ઞાન,
દઇદઇને એ પસ્તાયો !
એ પસ્તાવો સ્મરતા રાજવીને,
જાણુ કરી ' અકપન ' રાક્ષસે,
" રાજન્ ! જીવત આજ માંડ આવ્યો !
એક તાપસી દંડકારણ્યે,
મહાબળિયો ધનુર્ધારી,
ખર–દૂષણુ આપ પ્રાંત–પતીશ્વરને
હણ્યા ચૌદ હજાર સેના સહ ! "

એ અકપન–બોલે,
લંકેશરાય હૈયે હરખાયા,

કે આટઆટલાં વર્ષ વીત્યે,
પૃથ્વીએ પધાર્યા જગતારણહાર !
ભૂલ ટાળશે મુજ બળિયાની,
જ્ઞાની મટી હું પાર્થિવવિજ્ઞાની બન્યો,
સૌમ્યતાને ભૂલીભૂલીને,
અને પરિણામ... ?
છુપાવ્યો બોલ લંકાનાથે,
મહા અહંકારનાં વેણ વદી,
જે ઝીલ્યાં દાનવી સભાએ.
અને રાય લંકેશ .. ?
દંડકારણ્યે પધાર્યા
મારીચના જ્યાં આશ્રમ,
પ્રવાસી પાર્થિવવિજ્ઞાનનો એ.
સંચરતો પાર્થિવતાના પંથે,
વનનિવાસે વિલાસનિવાસ કરી.
પછી વિલાસ એને પાર્થિવ ભાસ્યા,
અ-પાર્થિવ રામવનવાસ નિરખી,
સત્-ચિત્-આનન્દના ભાસ નિરખી,
ભક્ત બન્યો રામપ્રાબલ્યનો.

બહુબહુ તેને લંકેશે કહ્યું,
" મારીચજી ! હરવી મારે સીતા નાર.
મહા માયાવી તું બનિયો.
અભિલાષા મારા જીવનની,
કે ભૂલ. . ?

ભૂલ ન કહી લંકાનાથે,
અધૂરો બોલ એમણે મૂકયો
પૂર્ણ ના મારીચે કહી
" રાજન્ ! આપને સીતા હરવા.
મહા સતી સીતા નાર.
ક્ષમા કરો તો કહું હું એક.
અડપવા ન હોય સતીઓના રાજન્ ! "
સુણી બોલ મારીચનો,
લંકાનાથ મરકતા વદ્યા,
" મારીચજી ! નથી આવ્યો તમ સલાહ લેવા
ધર્મ પાળો એ રાજઆાન મારો ! "
" રાજન્ ! રાજઆાન શિરોમાન્ય મને,
પણ .. ! "

અધૂરો મારીચનો બોલ,
પૂરો કર્યો લંકાનાથે.
" મારીચજી ! ભૂતકાળના કાળ સ્મરો,
સ્મરો મારા ભક્તિપ્રભાવ !
કૈલાસને ડોલાવ્યું હતું મેં.
ઇંદ્રનાં ઇંદ્રાસન ડોલાવ્યાં હતાં.
પણ કાજ મારું એક હતું.
માનવલોક ને દેવલોકને,
સીડી બાંધી એક કરવા !
સલૂણા સાગરને મીઠા મહેરામણ
કરવા હતા મારીચજી ! "
" સલૂણાને અલૂણા કરવા રાજન્ ? "
" એ જ ભૂલ મારીચજી !
ક્રમ સૃષ્ટિના ફેરવવાને,
મહા હામ ભીડી હતી મેં.
કર્મના લય મારે કરવા'તા,
સર્જનજૂનો ક્રમ ફેરવીને...! "
" રાજન્...! "
" મારીચજી ! ધર્મ પાળો,

અ યુધ મનો પાર્થિવવિજ્ઞાન-તારક !"
" પણ રાજન્ !"
અધૂરો એ મારીચમોલ,
ત્રેતાયુગમા સદા રહ્યો
બહુમડુ યે યાચના કરી.
જાણ્યા'તા એણે પૂરા,
પ્રાગલ્ય રામચદ્રજીના
विनाशकाले विपरीतबुद्धिः ।
બહુ યે સૂત્રો કહ્યા,
પણ હૈયે કેમ ધારે લંકેશ ?
અને ?

રામ
ત્રણ ભિનિષ્ક્રમણ

પચવટીના પર્ણ-આશ્રમે,
બેઠા સગે રામ-જાનકી.
પહેરા પચવટી પહેરેગીરના.
મહા માયાની મારીચ રાક્ષસ,
માયાની મૃગલો બનીને,
રાજ-આજ્ઞાને માન્ય કરીને,
આવ્યો અનેરા સૌદર્યે
એને નિરખ્યો સીતાજીએ,

લતામંડપની કુંજે ઘૂમતાં.
"આર્યપુત્ર ! અનેરાં સૌંદર્ય મૃગરાયનાં.
નિહાળો સૌરભ પ્રસરાવતા,
આપ પધારી લાવો હણીને.
વનાભિનિષ્ક્રમણની એ એક યાદ,
લઇ જઇશું ને અયોધ્યા ?"
જાનકીબોલે રામજી મલકયા.
ત્યાં લક્ષ્મણ ભ્રાત ઉતાવળા વદ્યા,
"માતાજી ! કર જોડી પ્રાર્થના કરું,
મૃગલાલસા આપ મૂકો.
લાલસા એ મૃગજળ સમી !
તરસ્યો ફરે જે પીવા જાય !
મારીચનામી નક્કી મૃગરાક્ષસ,
નિત્ય ધરે માયાવી વેશ !
લોભાશો નહીં હો માતાજી !"
"ભ્રાત ! નભમંડળે મૃગશીર્ષ નક્ષત્ર,
આ સૃષ્ટિએ મહી-મૃગ એ.
હરખાશે મારી બ્હેનડ ઊર્મિલા,
ભેટ નિરખી અનેરું મૃગચર્મ !"

જાનકીમનકામણે રામ હસ્યા,
" ભ્રાત ! હું એ મૃગને મારું.
માયાવી હશે તો મારીચ હણાશે
દંડકારણ્ય કષ્ટરહિત બનશે ! "
રામ ભગવાને ડગ ભર્યાં.
ડગેડગે મહાભિનિષ્ક્રમણના સાદ !
" વીર ! તારો ધર્મ સંભાળજે,
રખવાળા જાનકીના કરજે !
મૃગ મારીને હું આવીશ ! "

રામ
મહાભિનિષ્ક્રમણ

અને પંચવટીના પહેરેગીર સંગે,
પર્ણકુટિરે જાનકી પધાર્યાં.
મૃગયા કાજે રામ પધાર્યા.
પણ આ તો માયાવી મૃગ !
માયાધીશ્વર રામભગવાનને લઇ,
દૂરદૂર અરણ્યમાં સંચર્યો !
ત્યાં જાનકીનાથે,
રામબાણે મૃગને માર્યો !
કે મારીચને માર્યો ?

માયાવી મારીચ,
મરતોમરતો ય વંચેશ્શેરોવક,
' લક્ષ્મણ .' ' લક્ષ્મણ ' બોલ્યો,
કે રામચંદ્રજીને ભયમાં માનીને,
જાનકી સહાયે મોકલે,
પંચવટીના રખોપિયાને,
રખવાળા તજાવીતજાવીને.
મહાયતીંદ્ર લક્ષ્મણરાય,
આરાધના અખંડ તપની કરી,
બારબાર વર્ષના બ્રહ્મચર્ય અખંડ,
પાળતા હતા ગોદાવરીતીરે.
સીતાનાં રખવાળાં કરતા,
કે આન પધાર્યા માયાવી હણવા
ત્યાં . મૃગ એ માયાવી મારીચ,
આભાસ ભોળ રામનો ઊચર્યો
'લક્ષ્મણ'. . 'લક્ષ્મણ'. .
શું...'
કર્યું ચમકયા જાનકીજીના !
" દિયરજી ! ભ્રાત સંધાને પધારો.

ભ્રાત તમારા 'લક્ષ્મણ'... 'લક્ષ્મણ'... બોલે.
મહા સંકટ નક્કી નડયું !"
" માતાજી ! ભ્રમ છે આપનો,
ભ્રાત મારા મહાબળિયા.
રિપુ રોળે એકેલા એકવિયા.
મહાસામર્થ્યવંતા, મહા ભાગ્યવાન.
કેમ જાઉં કહેશો માતાજી ?"
ક્ષમા યાચી સૌમિત્ર વદ્યા,
" આપ રક્ષાનો હું પર ભાર.
વનવાસ ઘોર વનના આ,
માયાવી દાનવના તેમાં મોરચા.
ભોળવાશો નહીં હો માતાજી !"
લક્ષ્મણબોલે મહા સતી જાનકી,
અણશોભતું ને અણછાજતું વદ્યાં.
" શું આ માતાજી વદે છે ?"
અને કર જોડયા લક્ષ્મણકુમારે,
ક્ષમા માગી વંદના કરીને.
" માતાજી ! અણશોભતાં વેણ આપ વદ્યાં !
માયાજાળે આપ મન હરાયું.

મૃગ મારવા પ્રભુને પાઠવ્યા.
કૈંક કટુ વેણ મને કહ્યાં !
શું અયોધ્યામહારાણી માયાવી બન્યાં ?"
" દેવરજી ! ધર્મ સંભાળો.
આજ્ઞા માની ભ્રાતવ્હારે પધારો.
મહાભિનિષ્ક્રમણ ભ્રાત તમારાનું,
સહાય લક્ષ્મણની સદા ત્યાં,
પધારો ને સહાય કરો ભ્રાતને ! "
અને જાનકીગોલે ડગ ભર્યાં,
ડગલેડગલે એમને સ્મરી,
રક્ષા જાનકી માતાની,
એ રક્ષાના ભારેભારે.
પંચવટીની મઢૂલી ફરતી,
આણ દોરી બાણફળાએ,
મઢીં મૂક્યા તપના ભાર,
પવિત્રતાનાં પુણ્ય મૂકીને.
આણ એ લક્ષ્મણજીની,
દોરતદોરતા દોરણહાર વધ્યા,
" માતાજી ! બારબાર વર્ષનાં મારાં બ્રહ્મચર્ય,

આણ વટે એને ખાખ કરે !
માતાજી ! વળોટશો નહીં લીટી આપ,
આણ અવિચળ છે લક્ષ્મણની,
સુરક્ષિત આપ રહેશો !"
અને કર જોડી લક્ષ્મણકુમાર,
રામજીની સહાયે પધાર્યા.
પછી જનકતનયા વિચારેવિચારે,
બેઠાં પંચવટીની મઢૂલીએ,
નિરખતાં લક્ષ્મણનાં પ્રયાણ.
લાડકવાયો દેવર લખમણ,
ભડવીર ભ્રાતૃપ્રેમનો.
જોબનવંતો ઊર્મિલારાણીનો,
લાડકવાયો સુમિત્રામાતાનો.
વને પધાર્યો વનપહેરેગીર બની,
ભ્રાતભાભીને રક્ષાએ રક્ષવા.
માતાનાં ઘેલાં લાડ તજીને,
રાણીવાસના પ્રણય તજીને,
મહેલમહોલાતના મોહ તજીને,
વનનો વનવાસી એ

અન્નનિદ્રા ત્યાગીત્યાગીને,
સદા સેવા ભ્રાતની કરતો
મહા આદર્શ ભ્રાતૃપ્રેમના,
અમર ત્રેતાયુગના ..
નિરખી રહ્યા જનકદુલારી,
ભાવભર્યાં ભર્યાં નયણે
ભીના એ માતૃભાવનાએ.
એવા સર્યાં સીતાવેણુવા,
પંચવટીની પર્ણશાળાએ બેઠાં :

લક્ષ્મણજી તમે ત્રેતાયુગના વીરલા,
ભ્રાતૃભાવના પ્રફુલ્લ પુષ્પ-પરાગ જો,
—લક્ષ્મણજી તમે ત્રેતાયુગના વીરલા.

બાળકડીના લાડકવાયા દિયેરજી,
ભ્રાતૃપ્રેમના પૂરા તમે અનુરાગ જો,
—લક્ષ્મણજી તમે ત્રેતાયુગના વીરલા

ઊર્મિલા ના લાડઘેલુડા કંથ જી,
રામ-અભિનિષ્ક્રમણે ઝળકે તમ નામ જો,
—લક્ષ્મણજી તમે ત્રેતાયુગના વીરલા

પ્રસ્થાનમંડલમ્

સીતારામની વનવાસે ધરી બ્હાય ને,
તપસતિયા જોગંદર આડે જામ જો,
—લક્ષ્મણજી તમે ત્રેતાયુગના વીરલા.

રાગ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

અટક્યું જનકદુલારીનુ ગીત,
લાડઘેલું લાડકવાયા દિયરનુ,
ભાભલડીના નિર્મળ પ્રેમાશ્રુભીનું.
એ પ્રેમને સ્મરીસ્મરી,
વિચારસાગરે જાનકીજી તર્યાં,
ઝુરતાં વિયોગનાં વમળે !
વમળ એ પ્રારબ્ધકાળનાં.
કાળ–શેતરંજની બાજી માંડીને,
અજ્ઞાન–વિજ્ઞાનના તોડ કાઢવા,
પ્રારબ્ધ દાવ ખેલતું હતુ.
મંડાણુ એ પ્રારબ્ધ–શેતરંજનાં,
વિરાટ રમૈયાની ચાલે,
આરંભાણું દંડકારણ્યમાં.
પહેલી ચાલ માયાવી મારીચની,
બીજી ચાલ રામ મૃગયાએ.
ત્રીજી ચાલ લક્ષ્મણુના સંગાથ.

જાણ્યા એ વનનાં પંખીએ,
સુણ્યા વહેતાં ગોદાવરી–નીરે.
વીર–ડગલાંની વીરતાના પડઘા,
આભના ગોરાંભે ગર્જ્યા.
સુણી થંભ્યા આકાશભાનુ.
મહાયતીંદ્રને નિરખીનિરખીને,
મહાયોગની તેજપગલી ભરતો,
વિચરતો ભ્રાત સંઘાતે,
ત્રેતાયુગનો યોગેન્દ્ર વીર,
જાણે પધારતો અવકાશ દેવા,
વિજ્ઞાન-અજ્ઞાનના રમૈયાને,
ખેલવા કાળની શેતરંજ,
યુગ ત્રેતાના ભાખેલા ભાગ્યની !
શું નિરખતાં હતાં જાનકીજી
        ખેલાતી એ ખેલબાજીને ?
પણ એ બાજીનાં સોગઠાં,
બન્યાં હતાં ક્ષીરસાગરેથી પધારી.
અવનીએ પાથરેલા રમતના પડે,
ખેલાતું આર્યાવર્તે જ્યે.

" भगवति भिक्षां देहि, भिक्षां देहि ।"
સન્યાસી ત્રિદંડ ધરીને,
કો' જટાધારી મહા જોગીરાજ,
ભિક્ષા–અર્થે પર્ણકુટિરે પધાર્યા ।
" પધારો મહાત્મન્ ! "
અને જનકતનયાજીએ,
વન–આહાર ને વન–ફળ ધર્યાં,
જટાધારીને ભિક્ષા દેવા
પણ ન સ્વીકાર્યાં મહાત્માએ
" જાનકીજી ! ધર્મ ભૂલ્યા તમે,
વનના વનવાસ સેવીને !
भिक्षां देहि जानकि ।
ભૂલ્યાં શું સાધુના સત્કાર ? "
" મહાત્મન્ ! નથી ભૂલી સત્કારધર્મ
પણ આ તો અરણ્યના વાસ !
પતિ મારા મૃગયા પધાર્યા
ભિક્ષા સ્વીકારો ને મઢૂલીમા પધારો ! "
" દેવી ! મઢૂલીમા હું કેમ આવું ?
મહાયતીન્દ્રની પંચવટીને આણું !

ભસ્મીભૂત થાઉં લીટી વળોટું તો !
મહાન તપ દેવર તમારાનું.
લક્ષ્મણજી એટલે મહાન યોગી, સીતાજી ! ”
“ ત્યારે મહારાજ, બહાર હું ભિક્ષા આપું ? ”
“ જાનકીજી ! એ ધર્મ તમારો.
भिक्षां देहि । ”
મહા જટાધારી વદ્યા,
ને લીટી ઓળંગ્યો અયોધ્યામહારાણીએ.
લીટી ઓળંગે લાખેણા ભૂલે,
મહામોલ જીવનક્રમનો.
મર્યાદાનો સાચવણહાર લીટી.
ભીંત ભૂલે, મર્યાદા ભૂલે.
શું ભીંત ભૂલ્યાં જનકદુલારીજી મર્યાદા ભૂલીને ?

મર્યાદા રામનું જીવન !
ત્રેતાયુગે એના પડછંદા.
પડઘા પાડી જગતે પ્રસારવા,
જનકદુલારીની સંગેસંગે,
પધાર્યા ક્ષીરસાગરેથી એ,

કે ઝીલે એ જગનાં લોક,
ભાવનાધીન આદર્શ પાઠ શીખીને !
ભૂલે તો ભવ ભૂલે.
અનેરાં ને અગાધ કર્મબંધન !
અનંત બ્રહ્મના બ્રહ્માંડે પૂરાં.
ભુલભુલૈયાની ત્યાં બાજી,
માયાના ચોકઠાએ ગોઠવેલી.
ફરતો લીટી સંયમના સાદનો.
સુણે એ અટકે ત્યાં.
ન સુણે બધિર સરખો જે,
જેના કર્ણ આડે જામ્યાં,
અજ્ઞાનનાં જાળાં પૂરાં.
ન સુણે જે પછી,
મર્યાદાનો બોલ મહાન,
ને ઓળંગે લીટી ભૂલી,
એના હાલ... !
એ હાલહેવાલનો,
મહાબોલ જાનકીજીએ પછી,
આચરણે આચરી પડઘો પાડીને,

પૂરો બતાવ્યો જગનાં લોકને,
કે લીટી ઓળંગે એ ભૂલે !

" સૌભાગ્યવતી ભવ । "
મહા ભેખધારી, મહા જટાધારી,
આશિષ દેતા હૈયાખોલ વદ્યા.
પછી ભિક્ષા ગ્રહવાને બદલે,
ભિક્ષા દેનારીને ઝડપી !
આશ્ચર્ય... આશ્ચર્ય . આશ્ચર્ય...
આશ્ચર્યચકિત જાનકીજી વદ્યાં,
" મહાન્ યોગીશ્વર ! શું ભાન ભૂલ્યા ?
ભેખ તમારો આજ લગીનો લાજશે ! "
" સીતાજી ! વેશધારી હું તપેશ્વર,
આવ્યો છું હરવા તમને ! "
શું સીતાહરણ... ?
મહા આક્રંદ સીતાજીએ માંડ્યાં,
પુકારીપુકારી રામ-લક્ષ્મણને !
શું અજ્ઞાની સીતાજીને માયા
બોલાવતી હતી ?

ચિરકાલના નારીસ્વભાવ,
સદા અધીન પુરુષપ્રાબલ્યને !
નાથ એના મૃગયા પધાર્યા !
" નાથ ! નાથ ..!
'આર્યપુત્ર...! આર્યપુ...! "
વેણનાં અધૂરાં રહ્યા,
આર્ત્તનાદ મોમાં રહ્યા,
હૈયેથી ગૂગળીગૂગળીને !
શું જાનકીનો આર્ત્તનાદ ગૂગળાયો ?
એ અવતારી નારી,
ક્ષીરસાગરેથી જગતે પધાર્યાં,
યુગ ત્રેતામાં આદર્શ દેવા,
કે ઝીલે જગનાં લોક.
મહા આર્ત્તનાદ એમણે માંડયો !
કે પાષાણ નીર બની વહે.
અશ્રુની ધારા વહાવી,
વહી...વહી એ અણખૂટી !
રોકાવણહાર એક જ પરમ ઈશ્વર.
સ્મર્યા નહિ જાનકીએ,

પણ સ્મર્યા પતિરાજને !
પાર્થિવતાના પડ્યા દઈને,
કે મોહ છે આ જગતમાં,
ન સ્મરે સદા સ્મરણીય બ્રહ્મ !
બ્રહ્મ બ્રહ્મ બ્રહ્મ !
સર્વમ્ ખલુ ઇદમ્ બ્રહ્મ ॥
ઘૂમતા નાદ–બ્રહ્મના નાદ.
રામે ઘૂમતા અવનીએ જે,
ઝીલે એ જગ તરે !
પણ કેટકેટલાં ઝીલે છે ?

"જાનકીજી ! આર્ત્તનાદ મૂકો,
સ્વાસ્થ્ય મેળવો જ્ઞાન સ્મરીને,
નિમિત્ત મારાં કાર્યનાં આપ.
હું નીકળ્યો જગને તારવા,
કે પૂરાં અજ્ઞાન સહુ પારખે !
એક માર્ગ શોધ્યો મેં,
સર્વ અપનાવે સહેલો જે.
પહેલ કરી મેં પાર્થિવવિજ્ઞાનની,

કે પગથિયેપગથિયે જગના લોક,
પ્રજ્ઞાનના પુણ્યમાર્ગે ચડે !
પણ સોણલા મારા અધૂરા રહ્યા !
પાર્થિવવિજ્ઞાને પાર્થિવ બુદ્ધિ કરી.
જન ઝીલનારા અવળે વહેણે વહ્યા !
પાર્થિવ આનંદ ને રજસ્ તમસ્ ગુણ,
મદ, મત્સર ને વૈરભાવનાના
અનુયાયી મારામાં અંકુર ફૂટયા !
વધીવધીને મહાબળિયા થયા.
ગુરુ હું રહ્યો ગૌણસ્થાને
મંત્ર કે કયાં જાનકીજી ! પણ વાળ્યા
ન વળ્યા પાછા ! ”

રાગ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

અને સીતા હરીને લંકેશરાય,
પૂર ઝડપે આગળ વધતા,
ત્યાં આક્રંદભોલ જાનકીજી વધ્યા,
મહારોષભાવની ધીકતી જ્વાલાએ,
“ લંકેશ ! મહાપાપી બ્રહ્મરાક્ષસ તું એ,
અવળા વહેણે જનને વાળ્યા !

છોડ મને ને પશ્ચાત્તાપ કર,
મહાકામી તું રાવણરાય,
કેટકેટલી નારીનાં હરણ કર્યાં છે ? "
" જાનકીજી ! મારા અંતઃપુરમાં અસંખ્ય રાણી,
એક કરતાં વધારે જેમ
તમારા શ્વશુર દશરથરાજનને.
સીતાજી ! શું નર વિનાની નારી
કૌમાર્ય સેવશે ? "
લંકેશબોલે સીતાજીનો રોષ,
ભભૂકતો ક્રોધાગ્નિ શો પ્રજ્વળ્યો.
મહાઆર્તનાદના સાદેસાદે,
શું સુણ્યો જટાયુજીએ ?
શું ચાલતો લંકેશરથ તેમણે રોકયો !
" લંકેશ ! મહાબળિયા તમે બ્રહ્મરાજ,
સદા સૂઝે અવળી બુદ્ધિ.
શું આજ ફરી સૂઝી કે સીતાજીને
હરો છો ? "
સુણી અટ્ટહાસ્ય લંકેશે કર્યું.
" ગૃધ્રરાજ ! મારગડા કોઇના ન રોકીએ.

લવાદ બન્યા વણપૂછ્યા તમે.
સીતાહરણ એ મારું કાર્ય !"
અને રથ લંકેશનો...
આગળ ધપતો જટાયુજીએ અવરોધ્યો !

અને જટાયુ ને લંકેશરાયનાં,
ઘોર યુદ્ધ અનેરાં મંડયાં !
એક મારે ને બીજો તોડે !
વછૂટે ફરી બાણુ બીજાં !
એમ ને એમ મહા દ્વંદ્વયુદ્ધ.
મહાપરાક્રમે જટાયુજીએ પછી,
રથી હણ્યો ઘોડલા હણીને.
ભોંયે ઢાળ્યા લંકેશરાયને !
શું લંકાનાથ યુદ્ધે હાર્યા ?
એ દાવ-ખેલ મહાયોદ્ધાના હતા.
એક...એક મુહૂર્ત લગી,
મહાયોદ્ધાનાં યુદ્ધ ચાલ્યાં !
પછી જાનકીજીને લઇ,
દક્ષિણ-પ્રયાણ લંકેશે માંડ્યાં !

શું હજી જાનકીજી આક્રંદ કરતાં હતાં ?
" સીતાજી ! આક્રંદ તજી સ્વાસ્થ્ય મેળવો.
મહા નારી આર્યાવર્તનાં આપ
આર્યાવર્ત તારો અનાર્ય અનાચારે
કહું હુ મારો મહા પસ્તાવો
એક અદનો હુ પ્રજ્ઞા પામ્યો;
મહા મોટી હામ ભીડી મેં.
માયા ટાળું ને બ્રહ્મમય બનાવું,
સદા સર્વદા જનલોકને !
મહા અહંકાર અલ્પજ્ઞાનીને આવ્યો !
અહંકારે હુ વિજ્ઞાની, પછી
શોધક બન્યો પાર્થિવવિજ્ઞાનનો !
પછી પાર્થિવવિજ્ઞાનનાં જ્ઞાન,
અજ્ઞાનીને પૂરા આપ્યાં,
કે પગથિયેપગથિયે ચડીને
પાર્થિવવિજ્ઞાની જ્ઞાનવિજ્ઞાની બને !
પણ જાનકીજી ! ન વિચાર્યું મેં હો,
કે કર્મ તો સદા અનાદિનાં.
પલટાતાં નથી જીવનક્રમે એ.

અનાદિથી ચાલતાં આવતાં,
કર્મનિયમના ક્રમેક્રમે ! "
અને લંકેશરાયે,
નભઉડ્ડયન વેગાળાં માંડયાં !
પ્રજ્ઞાનનભના એ ઊડણહારે,
પાર્થિવવિજ્ઞાનના સમીરે ઊડીને,
સીતાજીનું હરણ કરીને,
દક્ષિણ આર્યાવર્તની ક્ષિતિજભૂમિએ,
પ્રયાણ માંડયાં આભના અંતરે.

રાગ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

એ અંતરેઅંતરે,
રામાભિનિષ્ક્રમણના માર્ગસૂચને,
હરાયેલાં અયોધ્યામહારાણીએ,
પૃથ્વીએ પાડયા અલંકાર એમના,
કે દિશાસૂચન રામચંદ્રજીને મળે !
અને રામવિયોગણુ 'જનકજુ રાજા,'
હરાઈ પધાર્યાં લંકા નગરીએ.
અશોકવાટિકામાં લંકેશરાયે,
પૂર્ણ માને જાનકીને રાખ્યાં !

" સીતાજી ! અપહરણ મેં આપનું કર્યું.
કાર્યસિદ્ધિ એ કર્મ પાછળ.
પતિપરાયણ આપ સીતાનાર.
પત્નીપરાયણ રામચંદ્રરાજ,
શોધતા અહીં પધારશે !
લંકાયાત્રા રામભગવાન કરશે !
કહેશો ભક્ત વધારી કે ભગવાન ?
અને સીતા મહારાણી વધાં,
" यदा विनाशः । "
" અસ્તુ જાનકીજી !
પ્રમાણ સદા આપબોલનાં.
વૃદ્ધ દેહ મારો થયો છે !
જીર્ણ દેહ મારે બદલવો,
યજ્ઞોપવીત દ્વિજ બદલે જેમ.
વર્ણાશ્રમધર્મી એ મહાશ્રેષ્ઠ,
પણ એથી યે શ્રેષ્ઠ અયોધ્યાનાથ.
કહેશો જાનકીજી ! એમના હાથે કાં ન બદલું
વૃદ્ધ દેહ મારો ? "
મલકયા ફરી લંકેશ,

પ્રજ્ઞાનમંડલમ્

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

" यदा विनाशो रामो घरं न किम् ।<br>
સત્ય બોલ એ આપનો,<br>
હું પહેલા મુજ અનુયાયીને ફળે,<br>
કે ટળે વિમાર્ગો જીવનમૂલ્યાના.<br>
આર્યાવર્ત અનાચારીથી ઊગરે!"<br>
અને લંકેશ પધાર્યા અશોકવાટિકાએથી!<br>
ઇંદ્રવાટિકાએથી બોલ આવ્યા ત્યાં,<br>
પ્રવાસ કરી સમીરના ઉડ્ડયને.<br>
બોલ જાણે અંતરવાણીના એ,<br>
નભમંડળના પ્રવાસ કરી આવ્યા!<br>
" માતાજી! અવતારી આપ લક્ષ્મીનાર,<br>
ક્ષીરસાગરેથી આર્યાવર્તે પધાર્યા!<br>
ધર્મ સંભાળી માયા વિસારો,<br>
આર્યાવર્ત તારો રામાભિનિષ્ક્રમણે!"<br>
" શું. .... ? "<br>
પ્રશ્નબોલ એ જાનકીજીનો,<br>
અવનીના અંતરસ્વપ્ને ડૂબ્યો!<br>
પછી એ સ્વપ્નસોણુંના,<br>
કેમ જાણે પ્રવાસ કરતાં ન હોય ?

અને દંડકારણ્યે... ?

રામભગવાને સૌમિત્ર નિરખ્યા !
જગસખાતીની માયાવી સખાતે શું
લક્ષ્મણ પધાર્યા ?
ભાગ્યચક્રના મહાખેલ !
ભગવાને જાણ્યા પૂરા.
અને એ જાણતલહાર,
અણજાણ, અવતારીધર્મ બજાવતા,
પંચવટીની પર્ણમઢૂલીએ પધાર્યા.
પ્રેમોન્મત્ત જાનકી–પ્રાણાધારે પછી,
પ્રાણાધારેશ્વરીને ત્યાં ન નિરખ્યાં !
" હે સીતે, હે સીતે " વદતા,
પત્નીપરાયણતાના વિયોગબોલ બોલતા.
બોલ એ જીવન મહા–આદર્શના,
નર-નારીના જગતક્રમે પીરસતા.
પીરસેલી એ થાળી,
જમે જે તાને પૂરી,
તરે સજોડલાં એ,

. રામ
પ્રજ્ઞાભિનિષ્કમણ

સામસામા કોળિયા દઈને,
જ્ઞાનની જ્હરા હારીને,
પ્રજ્ઞાનના ઓડકાર ખાઈને,
પ્રણુવના પૂરા રાગે,
કે રાગ જેનો એકતાર રાગ
પ્રેમના તાલ ત્યાં પૂરા.
અને એ તાલ .. ?

તાલને બેતાલ કરી જાણે,
વનના રામવનવાસી વદ્યા,
" ભ્રાત ! અરણ્યના આપણા વાસ !
ભાભી તજી તું પધાર્યો,
શું ધર્મ ભૂલ્યો લક્ષ્મણુ ?"
રામબોલે વિષાદછાયા,
હતી એથી અનેરી પ્રસરી,
દીનવદના લક્ષ્મણ હૈયે
" પ્રભો ! બહુબહુ યે ભાભીને મનાવ્યાં,
બહુ યે કટુ વચન સાંભળ્યાં !
લીંટાની આણુ દીધી મે,

મન, વાણી ને સદા આચરણના,
ઊર્ધ્વ રેતસ્‌ના પૂરા પ્રાબલ્યે.
તો કેમ હરાય જાનકી માત, પ્રભો ?"
"એ છે કાળમહિમા, ભ્રાતા!
અમિથ્યા ભાગ્યના લેખ!
ભાગ્યચક્રના પ્રભાવેપ્રભાવે,
જાનકી મોહ્યા સૌંદર્યમૃગમા,
મોહના પડળે બાહ્ય સૌંદર્ય નિરખીને!
ભ્રાત! સૌંદર્ય નિહાળવા આત્માના
પણ નહીં દેહના!
કો'ક નિરખે આત્માના સૌંદર્ય,
મોહના પડળને ચીરીચીરીને,
પ્રજ્ઞાચક્ષુ ખોલીખોલીને.
શું ન નિરખ્યા જાનકીજીએ ?"

અભિનિષ્ક્રમણ અયોધ્યાનાથનાં,
સીતામહારાણીની શોધમા,
આર્યાવર્તના દક્ષિણપથે,
અન્‌આર્યાવર્ત જેવું નામ

રામ
પ્રજ્ઞાભિનિષ્ક્રમણ

જોતાના ઇતિહાસ–નકશામા.
રામ-અયન એ રામાયણના !
પછી ઘાયન જટાયુરાજને,
રામચદ્રજી હરખે ભેટયા
" પ્રભો ! દક્ષિણદિશાએ આપ પધારો,
ભાળ લાગશે સીતામાતની
હરી ગયો રાનણ લકેશ ! "
અને પ્રાણવાયુ મહાબળે ટકાવેન,
ઊડી ગયો જટાયુરાજનો !
" सेवाधर्मः परमगहनो
योगिनामप्यगम्य ! "

દક્ષિણાભિનિષ્ક્રમણ રામભગવાનનુ.
કબધીનો જીર્ણ દેહ-ઉદ્ધાર
પછી ઋષ્યમૂક પહાડ ને પપાસરોવર પ્રયાણ,
કે જ્યા વાટમા શબરી–આશ્રમ !
राम रामेति रामेति रमे रामे मनोरमे ।
શુ હૈયે રમતા સાક્ષાત્ પધાર્યા ?
અને શ્રી શબરી...

રામનામના બોલેબોલે,
દૈયાભાન હેતે ભૂલીને,
રામ-આતિથ્ય પૂરાં કર્યાં !
ભાવે કર્યાં હૈયે ભગવાનના.
મીઠાં ચાખી એઠાં બદરી આપ્યાં !
ભાવના એ ભક્ત-હૈયાની,
ભક્તાધીન રામભગવાને જાણી.
અને... ?
મોક્ષ શ્રી શબરીનો થયો !
પછી પંપાસરની પાળે,
મધુર કલરવ મયના-પોપટના.
કોકિલા બોલતી ' કૂ...ઉ...ક ' બોલ.
મોરલા ટહુકતા ઢેલબાના પ્રણયે.
ચાલ્યા ત્યાં પ્રણયવિયોગી રામ.
પંપાસરોવરને કાંઠેકાંઠે,
સ્નાન કરી મતંગસરધરામ્બે,
રામ-લક્ષ્મણ પંપાસરોવરિયે પધાર્યા.
મહાભિનિષ્ક્રમણ અરણ્યનાં એ.
માનવજનોના વનનિવારણ,

ધાન્ય ઉગાડયાં વૃક્ષો કાપી,
કે તપતપેશ્વરી તાપસીજન ત્યાં,
સાત્ત્વિક આહાર તામસરહિત કરે.
ફળફળાદિના એ આહારી,
ધાન્યપાકે હૈયે આનંદ્યા.
વધુ આનંદ્યા ત્રાસમુક્ત બનીને,
કે માયાવી રાક્ષસી દંડકારણ્યેથી હરી !
પણ હરનાર હરિની સીતા નાર ?

રામ મહાભિનિષ્ક્રમણ

અને શોધે પધાર્યા રામ ભગવાન.
મહાભિનિષ્ક્રમણ એ દક્ષિણ આર્યાવર્તનાં,
કે જ્યાં કિષ્કિંધામાં...?

